# हरिश्चंद्र नाटक

રા૦ રા૦ રણછોડભાઈ (

અસલ ઊપરથી ગુજરા

ભાષાંતર કરેલું,

તેમની રજાથી

નાટક ઊતેજક મંડળીને મારે ફેરફાર ક

૪ અંકમાં

રચનાર,

કેખુશરો નવરોજજી કાબરાજી.

મુંબઈ,

દફતર આશકારા છાપાખાના મધ્યે

બેહેરામજી ફરદુનજીની કુંપનીએ છા

કોટ—બેહેરામજી હોરમજજી સ્ટ્રીટ.

સન

# પ્રસ્તાવના.

આ પ્રખ્યાત નાટક તામીલ ભાષામાં સુમારે ૬૦૦ વર્ષ ઉપર લખાયું હતું; તેનું શ્રી સીલોનવાળા સર મટુકુમાર સવામીએ ઇંગ્રેજીમાં ભાષાંતર કરી નામદાર રાણી વિકટોરિયાને અર્પણ કરેલું તે ઉપરથી ગુજરાતીમાં એ નાટક મારા મિત્ર શેઠ રણછોડભાઈ ઉદયરામે છપાવ્યું છે. તેને નાટક તખતા ઉપર મૂકવાજોગ આકારમાં રચવા માટે એ નાટકમાં ઘણોક ફેરફાર અને વધઘટ કરવાની મને તક મળી હતી. તે સઘળા ફેરફાર સહીત એ નાટક છપાવી પ્રગટ કરવાની મારા મિત્ર શેઠ રણછોડભાઈએ મને કૃપાની રાહે પરવાનગી આપીછે, માટે એ મનો હું મોટો ઉપકાર માનુંછું.

આ નાટકમાં દાખલ કરેલાં ગાયનોમાંના સફે ૧ અને ૨ વાળા ગીતિવૃત અને મરાઠી સાખી તથા સફે ૧૫ વાળી ખમાચની ઠુમરીના કર્તા શેઠ રણછોડભાઈ છે; સફે ૧૮ વાળું ઝીંઝોટીનું પદ તથા સફે ૩૫ વાળી ગરબી કવી દલપતરામ ડાહ્યાભાઈની બનાવેલીછે; સફે ૫ વાળું ઝીંઝોટીનું પદ કવિ નર્મદાશંકરનું જોડેલુંછે; સફે ૨૫ વાળું કાલંગરાનું પદ કવિ કલ્યાણનું બનાવેલુંછે: તથા બાકીનાં ગાયનો મારા કરેલાંછે.

એપ્રેલ ૧૮૭૬.

કે. ન. કા.

# નાટકપાત્ર.

ઈંદ્ર—દેવતાઓનો રાજા.

યમ—
અગ્નિ— } દેવતાઓ.
વરુણ—

નારદ મુની.

રૂષિ વીશ્વામિત્ર.

રૂષિ વસીષ્ઠ.

હરિશ્ચંદ્ર—અયોધ્યાનો રાજા.

સત્યકીર્તિ—તેનો પ્રધાન.

વિદૂશક—તેનો મશ્કરો.

રામદત્ત—
દેવદત્ત— } વીશ્વામિત્રના સીષ્પો.

નક્ષેત્ર—વીશ્વામિત્રનો માતેલો અને પાંધો બ્રાહ્મણ.

અગ્નિસેન—એક માતબર બ્રાહ્મણના આકારમા અગ્નિ દેવ.

કાલસેન—એક ઢેડના આકારમાં ધર્મ દેવ.

કાશી માહારાજ.

કાશી પ્રધાંન.

કાશી રાજકુમાર.

તારામતી—હરિશ્ચંદ્રની રાણી.

રોહીતાશ્વ—તેનો પૂત્ર.

કાલીકાનંદી—અગ્નિસેનની સ્ત્રી.

કાલસેનની સ્ત્રી.

બીજા દેવતાઓ, રૂષિઓ, રાજાઓ, સરદારો, નગરીઓ, નગરવાશી સ્ત્રીઓ, નગરના બાળકો, બ્રાહ્મણો, વણુવાશીઓ, જતુનો, શાધુઓ, છોકરાઓ, ચોબદારો, નાયકો, ચોકીદારો, સીપાઇઓ, ભૂતો, ભૂતડીઓ, અપ્સરાઓ, કળાવંતીઓ, વાઘો, ભુંડો, સાપ, ઈતીઆદી, જાનવરો વગેરે.

સ્થળ—પ્રથમ અયોધ્યા, પછે કાશી જવાનો માર્ગ, છેવટે કાશી.



# हरिश्चंद्र नाटक.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ—આકાશ વચે ઈનદ્રનું માહાલય.**

દેવતાઓ, રૂષિયો, અપ્સરાઓ, પ્રતીહારી, ઈતીઆદી.

[ગાયન ચાલેછે તેટલામાં નારદ, અગ્નિ, વરૂણ, યમ, વગેરે દેવતાઓ સ્વારી સાથ આવી બેસેછે.

**ગાયન.**

ગીતિ વૃત.

અતિશય શોભિત અંગે, મણિયમ મુકુટ રહ્યો ઝલકી માથે;
હરૂદય ઉપર ચિંતામણી, સરસ સજયા બાજુબંધ બે હાથે.
રાજ્ય ચલાવી રૂડું, નીતિ દયાથી પ્રજા રિઝવી જ્યારે;
સો અશ્વ મેઘ કીધા, ઈંદ્રાસન પામિયા અહિં ત્યારે.

[ઇંદ્રની સવારી આવેછે.

**પ્રતીહારી**—જય જય દેવરાજ, દેવતાઓના મહારાજા ધીરાજ.

ગીતિ વૃત.

વજર ધર્યું આયુધ તું, પર્વત કેરા કરે ચુરા જેહ;
બગમા મચ્છ તણાયજ, તારૂં જબરૂં ધનુષ્યછે તેહ.
અગ્નિ, વરૂણ ને વાયુ, નારદ ને યમ સભા વીશે તારી;
ગાંન્ધરવજ ગાનારા, નાચ કરે અપ્સરા બહુ સારી.

**પ્રતીહારી**—રૂષિ વસિષ્ઠની સવારી ઉપર નેગાહ રખો મહારાજ.

[કેટલાક રૂષિઓ અને વસિષ્ઠ પ્રવેશ કરેછે.

**ઈન્દ્ર**—પવિત્ર રૂષિ! વિદ્વાન વસિષ્ઠ! આપના પધારવાથી મને બહુ શોભા મળી છે.

**વસિષ્ઠ**—ઈન્દ્ર! તું સદા સુખી રોહો! સદા તારો જય થાઓ!

**પ્રતીહારી**—રૂષિ વિશ્વામિત્રની સ્વારીપર નેગાહ રખો મહારાજ.

[વિશ્વામિત્ર બહુ ઉતાવલા પ્રવેશ કરેછે.

**ઈન્દ્ર**—રૂષિ વિશ્વામિત્ર ! ઉગ્રતપ કરવામાં આપનાથી કોઈ વધી શકે એમ છે નહિ. યુગના યુગ વહી ગયા, આખાં બ્રહ્માંડ ચાલતાં બંધ થઈ ગયાં અને ફરીને તેમનું પાછું મંડાણ ચાલ્યું; પૃથ્વી ઉપર વારંવાર રેલ ફરી વળી, અને મહાપ્રલય થઈ ગયા તોયપણ અહો મહાત્મા ! આપ તો મેરૂ પર્વતની ગુંફામા ધ્યાન ધરતા સમાધીમાં બેઠાજ રહ્યા.

**વિશ્વામિત્ર**—અહો દેવતાઓના રક્ષક ! તારી શકિતની બીક અસુરોના નાયકોમાં વધેલી રહો—અને તું સર્વે પ્રકારના સુખ ભોગવો !

## શિવની પ્રારથનાનું ગાયન.

ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી.

દેવ અને દાનવની વચ્ચે લડાઈ જામે જ્યારે,<br>
મુજ પર કરિ તું દીલ દયાનું સહાય આવે ત્યારે;<br>
માટે મારો ઇષ્ટિ માની મનમા મગમક લાઉ,<br>
માટે ઓશીંગણ થઈ તારો, તારા ગુણ હું ગાઉ. ૧.<br>
ભોળો તું તે માટે તુજને ભોળાનાથ કહેછે,<br>
તારે શરણે આવે તેના ઉપર રીઝેરેહેછે;<br>
ત્રણ આંખ્યો છે તારે તેનો મહિમા છે બહુ ભારે,<br>
વર્ત્તમાનને ભૂત વળી તું ભવિષ્ય તે દેખાડે. ૨.

**ઈન્દ્ર**—અહો પવિત્ર પુરૂષો ! તમે ચમત્કાર ભરેલી ઝડપથી આખા બ્રહ્માંડમાં ફરોછો, એકે સ્થળ તમારાથી અજાણ્યું નથી; તો હું તમારાથી જાણવાને ઇચ્છુંછું, કે હમણાં પૃથ્વી ઉપર સર્વ કરતાં શ્રેષ્ઠ ધરમાત્મા, કદી પણ જુઠું બોલે નહિ એવો, અને જે ધરમના અને ન્યાયના માર્ગથી કદી પણ આડો ચાલ્યો હોય નહિ એવો કયો રાજા છે ?

**વસિષ્ઠ**—અહો દેવપતિ ! એવો તો અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર છે. તે યુદ્ધમાં બળવાન, વિદ્યામા પારાંગત, અને ધર્માચાર પાળવામાં તેવોજ નિશ્ચલ છે. મનુસ્મૃતિના નિયમથી તે કદી ઉલટો ચાલ્યો નથી; તેના આજ સુધીના જીવતરમાં તે એકવાર પણ જુઠું બોલ્યો નથી; પૃથ્વી ઉપરના રાજાઓ માંહેલા આ પેહેલા રાજાના સર્વે માણસો વખાણ કરેછે, સર્વે દેવતાઓની તેના ઉપર કૃપા છે.

**ઈન્દ્ર**—અહો એમ છે ? આ વાત સાંભળીને હું બહુ રાજી થયો.

**વસિષ્ઠ**—હા; તે અનાથને આશ્રય આપવાને, નિર્બળનું રક્ષણ કરવાને, અને દુષ્ટને દંડવાને સદા તૈયાર રહેછે. એ એક મારો શિષ્ય છે તેથી હું પણ મારા મનમાં અભિમાન માની લઉંછું.

**ઈન્દ્ર**—ખરી વાત છે ! એના સરખો રાજા આપણો શિષ્ય થવાને યોગ્ય છે. સર્વે રાજાઓએ હરિશ્ચંદ્રની રીતભાત પ્રમાણે વર્તવું જોઇએ.

**વિશ્વામિત્ર**—(ક્રોધયુકત ઉભા થઈને) બહુ સારૂં કર્યું ! બહુ સારૂં કર્યું ! ઇન્દ્ર ! તું પણ આટલી સેહેલાઇથી ભોળવાઈ જાયછે ? હરિશ્ચંદ્ર ધાટકી, અને જુઠો છે તે શું તું જાણતો નથી ? સર્વ અધર્મ એના હૃદયમાં વાસ કરી રહ્યા છે. છલ કપટ, દુષ્ટ વાસના, અતિલોભ અને દ્વેષભાવનો તો એ ભંડાર છે. એના મનમાં કદિ પણ પરોપકાર વિષેનો વિચાર ઉત્પન્ન થયોજ નથી. વસિષ્ઠ, તારા શિષ્યનાં વખાણ કરી બતાવીને તું શું પોતે પોતાનાં વખાણ કરવાને ઇચ્છે છે ! દેવતાઓની સમક્ષ આવો ખોટો તડાકો મારવાની હિંમત તેં ભલા ચલાવી છે !

**વસિષ્ઠ**—વિશ્વામિત્ર ! તારા અપ્રટિત મદે કરીને સદા તારૂં દુર્ભાગ્ય થતું આવ્યું છે, અને હજી પણ તારે તારૂં બેહેકી ગયેલું મન વશ રાખવાને શીખવાનું છે. તું તારા મનોવિકારનો રમાડયો રમેછે તો તેં અગાડી તપ કરયાંછે તેથી શું થયું ? સત્ય સદા ચાલેછે. તારી જે જીભે હમણાં નીચ અને જુઠી લવારી કરી તેને બાલીને રાખ કરી દેવી જોઇએ. તેં હરિશ્ચંદ્રને અપમાન પોહોંચાડયું છે. અરે કોશલ ગોત્રના રૂષી, તેં ક્રૂરપણે જે નુકસાન કરવામાં ચૂક કરી છે તે સત્વર સુધારી દે. ફરીને ખરૂં બોલ, ખરૂં બોલ. સ્મરણ રાખ કે આપણે સર્વેને માથે એક પરમેશ્વર છે.

**વિશ્વામિત્ર**—વસિષ્ઠ, અધર્મ હોય તે ધર્મ કહેવાય નહિ, તેમજ અસત્ય હોય તે સત્ય કેહેવાય નહિ. શું તારો શિષ્ય પરિપૂરણજ હોવો જોઇએ ? જા જા ધિક્કારછે તને ! જે મસ્તકમાં આવી અસત્ય વાતની રચના થઇછે તે મસ્તક ફૂટીને ચૂરેચૂરા થઈ જજો !

**વસિષ્ઠ**—મારૂં કહેલું સત્ય છે. તે કરતાં તને જો તે અસત્ય લાગતું હોય તો તું તેવું સિદ્ધ કરી આપ. વેદ કદાપિને જુઠા પડે, સૂર્ય અને ચંદ્રનાં કદાપિને સ્થાન બદલાઇ જાય, પણ હરિશ્ચંદ્ર કદિ જુઠો પડે નહિ.

**વિશ્વામિત્ર**—તારામાં સત્યતાનો લેશ નથી તેથી તું પણ એવોજ નિર્લજ છે. તારી વાત કદિએ માનવામાં આવે નહિ. હરિશ્ચંદ્ર જુઠું બોલતો આવ્યો છે અને હજી પણ જુઠું બોલશે; એના જેવો આખી પૃથ્વી ઉપર બાજો કોઈ જુઠો છેજ નહિ. એનાં ક્રુર કર્મનો તો કાંઈ પારજ નથી. આ દેવતાની સભા તારા સરખા નીચ પાત્રના પ્રવેશે કરીને અપવિત્ર કરવી જોઈતી ન હતી. મારી શકિતનું બળ અજમાવી જોવાની તારી ઇચ્છા છે ? અથવા મારા કોપનું ફળ પ્રાપ્ત કરી લેવાને તું રાજી છે ?

**વસિષ્ઠ**—બંડુર વિશ્વામિત્ર ! શું તું એમ ધારેછે કે શિયાળના બિહીવડાવ્યાથી સિંહ બીની જશે ? બકવા કરવો છોડી દે. ચૂપ !

**ઈન્દ્ર**—અહો ૠષિ દેવતાઓ ! જરા શાંત થાઓ. તમારા સરખા પુરૂષો જ્યારે કજિયો કરી ઉઠે ત્યારે તેનું સમાધાન કોણ કરી શકે? તમે તમારા મનોવિકાર મારયા છે તેની આ તમારી અઘટિત ચાલ એક ચિન્હ છે એમ શું અમારે ગણવું જોઇએ ! ઉપરના અને નીચેના લોકમાં તમારી હાંસી થશે. ૠષિ વસિષ્ઠ ! ૠષિ વિશ્વામિત્ર ! તમે તમારો ક્રોધ જરા શમાવો !

**વિશ્વામિત્ર**—ઇન્દ્ર ! શું તું એમ ધારેછે કે હું વસિષ્ઠનો દબાવ્યો દબાઈ જઇશ ? માત્ર એક ગાયની બીક ધરાવીને શું વાઘ ઝાડીમાં સંતાઈ પેસશે ?

**ઈન્દ્ર**—બહુ થયું; કૃપા કરીને હવે તો જરા શાંત થાઓ. (બન્ને જણાને) પવિત્ર પુરૂષો ! તમે બન્ને જણા મ્હોટા છો—તમે બન્ને જણા ડાહ્યા છો. તમારામાંથી કોણ સાચું બોલ્યું છે અને કોણ નથી બોલ્યું એ વિષે અમારે કાંઈ બોલવાનું નથી. એ તકરારનો નિવેડો આ પ્રમાણે કરો; તમે સરત બકો; પછી જે સાચો ઠરશે તે સરત જીત્યો કહેવાશે.

**વસિષ્ઠ**—ઇંદ્ર ! તમે જે કહયું તે મારે માન્ય છે, જો મારો શિષ્ય હરિશ્ચંદ્ર કદિ પણ જુઠું બોલ્યો હતો એમ ઠરે અથવા હવે પછી એની પાસે જુઠું બોલાવે તો મારા આખા જીવતરમાં મેં તપ અને યજ્ઞ કરયા છે તે સર્વેનું ફળ વિશ્વામિત્રને જાય, આ વાત નિશ્ચય જાણો.

**વિશ્વામિત્ર**—હું પણ સરત બકું છું કે જો હું હરિશ્ચંદ્રની પાસે બહુ વાર જુઠું ના બોલાવું અને નીતિનો પ્રત્યેક ધારો એની પાસે ના તોડાવું તો જાણજે કે મેં યુગેયુગમાં અગ્નિ વચ્ચે બેશીને ઉગ્ર તપ કરયું છે તેનું અરધ ફળ વસિષ્ઠને જાય. અહિયાં જે બેઠેલા છે તે સર્વેને કહુંછું કે અમે જે સરત બકીછે તે વાત છાની રાખવી. એટલે પછી બડાઈ હાંકેલી હરિશ્ચંદ્રની દ્રઢતા અને લાલચ અજમાસની સામે ટકી શકેછે કે નહિ તે સત્વર જણાઇ આવશે.

**વસિષ્ઠ**—અમારી સરતના, ઇન્દ્ર અને ત્રીમૂર્ત્તિ—બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વર સાક્ષી છે. વિશ્વામિત્ર ! તારૂં ધારેલું પાર ઉતારવા માટે તારી નજરમાં આવે તેવા ઉપાય સુખેથી કામે લગાડ, તેમાં હું આડો આવનારો નથી. હું આ ઠેકાણે તારી વાટ જોઇને રહીશ; અરે એટલુંજ નહિ પણ તારા મનમાં કોઈ વાતનો ખરખરો આવે નહિ એટલા માટે હું મારી ખુશીથી બંધનમાં રહીશ. કપટ કરનાર ! જા તું તારે કામે.

**ઈન્દ્ર**—હા; હવે એ વાતમાં ઠીલ કરવી જોઇએ નહિ. ૠષિ વિશ્વામિત્ર ! હવે તમારે જે કરવું હોય તે કરવાનો આ સમય છે. (પોતાના એક દાસને) વસિષ્ઠૠષિને તું તારી આંખ્યો આગળ સ્વાધીનમાં રાખજે.

**વિશ્વામિત્ર**—ઇન્દ્ર ! હું પૃથ્વી ઉપર પાછો જાઉછું. પણ મારૂં કામ સરાડે પોહોંચાડવાને થોડી વાર લાગશે. (જાયછે.)

## ગાયન.

પદ—જીંજોટી.

સાચૂં એક બ્રહ્મ નામ, અવર સહૂ કાચૂં;
ગુણુ ગાવા ભકિત સજી, નિરભે થઈ નાચૂં. સાચૂ૦ ૧.
કોઈ કોઇનૂં નથીજ, સાનૂં સગૂં સાચૂં;
અટપટિ ખટપટ દેખિ, કેમે કરી રાચૂં. સા૦ ૨.
ઠામ ઠામ છે બિગાડ, વિષયીરસ કાલૂ;
જૂઠાણૂં કપટ ભાળિ, કેમ મનડું વાળૂં. સા૦ ૩.

---

## પ્રવેશ ૨ જો.

### અયોધ્યા—શેહેરનો એકાંત રસતો.

ઋષિ વિશ્વામિત્ર એકલા પ્રવેશ કરેછે.

**વિશ્વા૦**—હું કોણુ ? મૂળમાં જોઇએતો હું રાજાછું. હું વિશ્વામિત્ર, સર્વે ઋષિયોમાં આદિ અને અતિચંડ અહિં આવ્યોછું મેં પૂર્વે ઉગ્રતપ કર્યુંછે અને શિવે મને ઘણી શકિત આપીછે મારી ઇચ્છાની સામે થઇ શકે એવું કોઈ આખા બ્રહ્માંડમાં મારી બરાબરીનું છે ? જો હું ધારૂં તો આખા બ્રહ્માંડને એક ક્ષણમાં બાળીને ભસ્મ કરી નાખું. અરે એટલુંજ નહિ પણુ ત્રીમૂર્ત્તિ-બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વરને ધારૂં તો રોધી નાખું. જે મને કોપાવે તેનો હું નાશ કરનારછું, અને જે મને પ્રસન્ન રાખે તેનો હું પ્રતિપાળ છું. મારામા સર્વે સદ્ગુણ અને શકિત છે—એવો હું વિશ્વામિત્ર રાજર્ષિ છું. હરિશ્ચંદ્રનો ધર્મ ચુકાવવા, તેને અસત્યના મારગ ઉપર ચલાવી જુઠું બોલાવવાનું મેં માથે લીધુંછે. રખે હું વસિષ્ઠ સાત સરત બકી ખરે, હું પૂરો સપડાઈ ગયો. હરિશ્ચંદ્રનો નિશ્ચય તોડાવવાનું કાંમ કાંઇ સેહેલું નથી. અરે, આજે હું ઇન્દ્રની સભામાં ગયો હોત નહિ તો બહુ સારૂં થાત, અને હમણાં ચિન્તાએ મારૂં મગજ ઘેરાઈ ગયુંછે તેથી મોકળો હોત. હા ! વસિષ્ઠ મારો અનાદિનો શત્રુ છે, એની સાથેના કજિઆનો પાર આવે એમ છે નહિ. હવે સમય રહ્યો નથી. બધું અનિયે આવીને અટકયું છે. હું કાંઈ એને જીતી જવા દેનાર નથી, ગમે તે થાય તોયપણુ જો હું મારી ધારણા પૂર્ણ કરૂં નહિ તો મારૂં નામ વિશ્વામિત્ર નહિ. પેહેલાંતો હું હરિશ્ચંદ્રની પાસે એક રાજસુય યજ્ઞ કરવાને બાંહાંને એટલાંબધાં સોનાની માગણી કરીશ કે જે એનાથી આપી શકાશે નહિ, જેથી એને લાચારીએ છળકપટ કરવું પડશે. કદાપિ આ માગણી આપવામાં તે ફાવશેતો એના ફળવંત રાજયમાં જંગલવાસિ જાનવરોને છોડી મૂકી એના ઉપર અપાર સંકટો પાડીશ અને છેવટે એની પાસે અધર્મ કરાવવા વિના રહીશ નહિ. [જાયછે.

# પ્રવેશ ૩ જો.

## હરિશ્ચંદ્રનો દરબાર માહાળય.

હરિશ્ચંદ્ર, સત્યકીરતિ, દરબારિઓ, સેનાપતિઓ, પ્રતીહારી, ઇતીઆદી.
વિદુષક છુપાતો સંતાતો પ્રવેશ કરેછે.

**વિદુષક**—(પ્રતીહારી છડી ઉપર માથું મૂકીને ઝોંકા ખાયછે તેને ધોલ મારી પાઘડી પાડી નાખીને) અલ્યા ચોપદાર, તું તો રાજાની ચાકરી ઠીક બજાવેછે? મારા સરખો ભપકા ભરેલો રૂશી સભામાં આવેછે ને તું ઉંઘેછે? ત્યારે મારાં નામની બૂમ કોણ પાડશે? બોલ, થા ઉતાવળો, ગજાવી મૂક સભા, બોલ માહારાજા ધીરાજ વિદુષક માહારાજ પધારિએ.

**સત્યકીરતિ**—કેમ? વિદુષકજી આજ આપની અસવારી આવડીબધી મોડી કયાંથી પધારી?

**વિદુષક**—કારણ કે એતો અસવારી હતી અને અસવારી આડી અવળીજ આવવી જોઇએ. સવારી સવખતે આવેછે, તો અસવારી કવખતે આવવી જોઇએ.

**હરિશ્ચંદ્ર**—એ ઉદાહરણ હિયાં નહિ ચાલશે વિદુષક.

**વિદુષક**—ઉંડાં હરણ ન ચાલશે મહારાજ, પણ ઉંચાં અને લાંબાં હરણ તો ચાલશે? બલકે દોડશેબી.

**સત્યકીરતિ**—આમ ખોટી તાલ લગાવીને વાત ઉડાવિશ નહિ. બોલ આવડો મોડો કેમ આવ્યો?

**વિદુષક**—મહારાજ, હું સદાનો મોડો છું. મારૂં બોલવું મોડું છે, મારૂં કામ મોડું છે, મારો ધંધો મોડો છે, મારૂં ખાવું મોડું છે, મારૂં પીવું મોડું છે, મારૂં જાગવું મોડું છે, મારૂં ઉંઘવું મોડું છે—

**સત્યકીરતિ**—હે હે કેમછે?

**વિદુષક**—માટે હું મોડો આવ્યો, તેપર અચરત કેમ થાઓ છો?

**સત્યકીરતિ**—ના, તું અસત્ય બોલેછે, રોજતો તું વેહેલો આવેછે, પણ આજેજ મોડો આવ્યોછે.

**વિદુષક**—ક્ષમા મહારાજ, પણ હું રોજનો મોડોછું, અને આપ અસત્ય વદોછો.

**હરિશ્ચંદ્ર**--વિદુષક, કેમ છેક ફાટેછે કે? સંભાળ રાખ. સરવને તું કડવો કાં થતો જાયછે? તારી મશખરી કસ્વાદ થતી જાયછે. તું મિઠું કારે બોલશે? તું મિઠી વાતો કરશે કે નહી? તું પોતે મિઠો થશે કે નહી?

**વિદુષક**—હા, હા, હા, હા, પકડયા, પકડયા, સજાજડ પકડયા મહારાજ. આપ શું એમ કહોછો કે હું મિઠો નથી?

**સત્યકીરતિ**—અલબત નથી. તું ઘણો કડવોછે, તારી વાતો કડવીછે.

**વિદુષક**—ક્ષમા મહારાજ, પણ લગાર ફરી વિચાર કરો કે શું હું મિઠો નથી?

**હરિશ્ચંદ્ર**—નહિજ તો વળી. તું કદી મિઠો થયો નથી, અને હવે પછે થનાર પણ નથી.

**વિદુષક**—બરાબર, હું કદી મિઠો નથી ને? હું હંમેશનો મોડો છઉં ને? નમશકાર મહારાજ, હવે અસત્ય કોણ? હરિશ્ચંદ્ર રાજા જે સત્યનો અવતારજ છે, તેઓં કહેછે કે હું હંમેશનો મોડાશું. હવે હું ખરો પડયો કની? ને મોડાશું માટેજ મોડો આવ્યો કની?

**પ્રતીહારી**—અહો જગતપતિ, કેટલાક દેહેકષ્ટ પામેલા ગરીબ વનવાશીઓ પ્રવેશ કરવાને ઇછેછે.

**હરિશ્ચંદ્ર**—એકદમ તેમને દાખલ કર.

[ કેટલાક વનવાસીઓ પ્રવેશ કરેછે.

વનવાસીજનો! આપના પધારવાથી મને આનંદ થયો. બિરાજો આસને. અને હું આપની શી સેવા કરી શકું એમ છે તેની આજ્ઞા કરો.

**૧ વનવાસિ**—હરિશ્ચંદ્ર! વિશ્વામિત્રને રાજસુય યજ્ઞ કરવાનો છે. તેમાં કેટલાક સોનાનો ખપ પડશે માટે અમને આપની પાસે મોકલ્યા છે અને કહેવરાવ્યું છે કે તે આપ પુરૂં પાડશો? એ અતિ આતુરતા ભર્યા આપના પ્રત્યુતરની વાટ જુવેછે.

**હરિશ્ચંદ્ર**—હા. શા માટે નહિ? એમને જેટલું જોઇશે તેટલું સોનું હું આપીશ. જેઓએ સંસારનો ત્યાગ કરેલો છે એવા તપસ્વિયોને આશ્રય આપવો એ રાજાઓનો ધર્મ છે. પધારો, સત્વર જઇને એમને આ સમાચાર નિવેદન કરીદ્યો.

**વનવાસિયો**—અમે જઇને આ સંદેશો વિશ્વામિત્રને નિવેદન કરીએ છિયે. એ પણ થોડી વારમાં આપને મળવાને ધારેછે. [જાયછે.

**સત્યકીરતિ**—મહારાજ, આ આપનું કૃત્ય સ્તુતિપાત્ર છે. ગરજવાન ને ગરીબનો હક આપના ઉપર છે. રાજાનો ગ્રથ તે પ્રજાનો માલ તેના વિશ્વાસ ઉપર તેને સ્વાધીન કરેલોછે.

**પ્રતીહારી**—રૂષિ વિશ્વામિત્રની સવારી ઉપર નેગાહ રખો માહારાજ.

[વિશ્વામિત્ર વનવાસીઓ સાથ પ્રવેશ કરેછે.

**હરિશ્ચંદ્ર**—મહાન વિશ્વામિત્ર! યજ્ઞના પવિત્ર કામ માટે આપ મારી પાસેથી સોનું લેવાને પધાર્યા તેથી હું કૃતાર્થ થયો. દાન આપવુંતો સદા સેહેલુંછે, પણ જે સદપાત્ર દાન થાય તેજ ખરૂં કહેવાય. વારૂં આપણે કેટલા સોનાનો ખપ પડશે?

**વિશ્વામિત્ર**—મારે વધારે ખપ નહિ પડે. હાથી ઉપર ચડીને એક મા-

ણસ ગોફણનો ગોળો ફેંકે તે જેટલો ઉંચે જાય એટલો ઢગલો જોઇશે. પણ તેનો ખપ મારે હમણાં છે હો!

હરિશ્ચંદ્ર—આપણી ઇચ્છા પ્રમાણે આપવાની હું તજવીજ કરૂંછું. (પોતાના પ્રધાનને) સત્યકીરતિ, અહિંયાં સત્વર એક હાથી મંગાવો અને જાઓ આપણો ભંડાર ઉઘાડો.

સત્યકીરતિ—હું જઇને ભંડાર ઉઘાડુંછું. (એક માણસને બોલાવીને) અરે જાતો, આપણી ગજશાળામાંથી એક હાથી છોડાવી લાવ.

વિશ્વામિત્ર—શાબાશ! હરિશ્ચંદ્ર! દાન કરવાની તારી ઉદારતા બળીના કરતાં પણ ચડી. પણ યજ્ઞનો સમારંભ કરવાને થોડીવાર લાગશે એમ મને લાગેછે, માટે તેટલીવાર સોનું તારા સ્વાધીનમાંજ રહેવા દે.

હરિશ્ચંદ્ર—અહો રૂષિ, આપની એવી ઇચ્છા છે તો આપનું સોનું હું મારા સ્વાધીનમાં રહેવા દઉંછું, જ્યારે આપ આજ્ઞા કરશો ત્યારે આપની પાસે હાજર કરીશ.

વિશ્વામિત્ર—હરિશ્ચંદ્ર! ખરેખાત મારી સર્વે ઇચ્છા તેં માન્ય રાખી છે; તોયપણ જળ મૂકીને રીતિ પ્રમાણે દાનની વિધિ પરિપૂર્ણ કરવી જોઇએ.

હરિશ્ચંદ્ર—વિશ્વામિત્ર, આપની સૂચના યોગય છે.

ગાયન.

લાવણી.

સુણો સજન ગણો સતવચણ નેમ પૃથ્વીના સાર્થક તણી,
સર્વાતમને શ્રેષ્ઠ સર્વમા શકતિ સત્યની ઘણી.
સત્યવાન પુરૂષ દ્રવ્યવાનછે સત્યાતાને ભારે સંપતિ ગણી,
સત્યવના જે દ્રવ્ય ધરાવે, ના તે કીરતિ કામની.

ઝુલ.

સત્યતા, દ્રવ્યાના ઉપરછે ધણી,
અસત્યની દોલત જાણો ફુટી બદામની.
સત્યતા, માનવી શૃષ્ટીની બાંધણી,
અસત્ય તોડે તેને નાશકાર ખાડા ખણી.
સત્યતા, સ્વર્ગના ઉપર પુર્વણી,
અસત્ય જાણો જહાંનમની વૈતરણી.—સુણો સજન૦

હરિશ્ચંદ્ર—(તિલમિશ્રિત કરેલું જળ વિશ્વામિત્રના હાથમાં મૂકતાં) અહિ જેઓ હાજરછે તેમની સમક્ષ હું કબૂલ થાઉંછું કે વિશ્વામિત્ર રૂષિએ પોતાનો સોનાનો મ્હોટો ઢગલો મારા સ્વાધીનમાં કર્યોછે તે જ્યારે એ માગે ત્યારે પાછો સોંપવાનું હું વચન આપુંછું.

વિશ્વા૦—ત્રિશંકુના પુત્ર! હરિશ્ચંદ્ર ખરે, તું તો ધર્મનો અવતાર છે: તપસ્વિજનો પ્રતિદિન દેવતાઓને અર્ઘ આપેછે તે પુણ્યથી તારા જેવો સતત દાનેશ્વરી યજમાન મળે એ કરતાં બીજું વધારે ફળ તેઓને શું પ્રાપ્ત થવાનું છે?

હરિશ્ચંદ્ર—વિશ્વામિત્ર, એમાં મારે કાંઈ નથી. સર્વે પરમેશ્વરના પ્રતાપ છે:

ગાયન લાવણી (ઉપલીનું બાકીનું.)

રાજા હરિશ્ચંદ્ર રાજ્ય હીરો સત્ય તેનું મુલ કરતી આંકણી,
સત્યતા થકી પ્રીત પાંમે જેમ આંખ્યો કેરો મની.
સત વચણી કોલ કરી વિશ્વ કબૂલી રૂષિ તણી માંગણી,
મ્હાન રૂષિઓથી ચઢતી એ રાયની સત્યની લાગણી.

(જુલ.)

સત્યતા, એની તલવારની તેજ અણી,
અસત્ય ચલાવે બુત્ર નાશનાં ભણી.
સત્યતા, રૂડાં વાવતરની કાપણી,
અસત્યથી દેહને આતમાંની છે હાંણી.
સત્યતા, મધુર બોધક રાગણી,
અસત્ય પાપી ક્રુર રાક્ષશોની ધાંકણી.

સુનો સજન ગણો૦

વિશ્વા૦—હરિશ્ચંદ્ર, હું હવે જાઉંછું. દાહાડે કે રાત્રે, મોડા કે વેહેલાં ગમે ત્યારે હું આવું ત્યારે મારૂં સોનું પાછું આપવાને તું તૈયાર રેહેજે. (જતાં જતાં મનથી) તું આમ નહી સમજીશ કે મારા પંજામાથી તું છુટ્યો, પણ હું અહિં છું, તેટલામા મારા ઉતપન કરેલાં પ્રાંણીઓ તારાં રાજ્યની ખેતીનો નાશ કરતાં હશે તે તું થોડુંજ જાણેછે. [જાયછે.

વિદુષક—મહારાજ મારે પણ એક યજ્ઞ કરવોછે.

સત્યકી૦—તું બી રૂષિયોમાં કે?

વિદુષક—નારે બાપ. રૂષિ થવામાં કાંઈ લોણ કહાડવાનું નથી. ભુખે મરવું પડે, વનમાં ફરવું પડે, રીંછથી ડરવું પડે તારે રૂષિનું પદ જડે, તે શા કામનું?

સત્યકી૦—ત્યારે યજ્ઞ કરવાનું કેમ કેહછે?

વિદુષક—એટલાં માટે કે સોનાનો ઢગલો હાલે, તેથી મન ચળે, રૂષિ થવાને ઢળે, માટે રૂષિપદ ઠીક ફળે કેમકે મફતનો માલ મળે.

સત્યકી૦—ત્યારેતો મફતના માલ ઉપર તારૂ નીસાન દોડેછે નહિ વારૂં?

વિદુષક—ત્યારે તમે પણ શું કરીને ઉંધા વળોછે? દરબારમાંથી થેલી-થોગી થેલીઓ લેઇ જાઓછો તે કહી મેહેનતના બદલામા?

હરિશ્ચંદ્ર—વિદુષક, કેમ છેક ફાટેછે કે? સત્યકીર્તિ પ્રધાને રણક્ષેત્રોમા જેટલી લડાઇઓ ચલાવીછે, તેટલીના નામો વટીક તેં સાંભળ્યાં નહિ હશે.

વિદુષક—આજ્ઞા માહારાજ. પરંતુ સેવક પુરવારિ આપવાને તૈયાર છે કે લડાઇના વખતમાં પ્રધાનજી કરતાં વધુ મેહેનત તો મને પડેછે, માટે એમના કરતાં મને વધારે પગાર ઘટેછે. પ્રધાનજીમાં હિમત હોયતો તકરાર કરે.

સત્યકી૦—ચાલ, શાબીત કર, શાબીત કર.

વિદુષક—વારૂં, તારે મને જવાબ દો, કે લડાઇ ચાલેછે ત્યારે આપ કયાં પધારોછો અને હું કયાં જાઉંછું?

સત્યકી૦—અમારેતો લડવા જવું પડેછે. પણ તું તો ઘરમા છો ખુણે ભરાઇ બેસેછે.

વિદુષક—બરાબર કહયું. આપ ખુલ્લાં મેદાનમા જાઓછો કની? ને મારેતો શેરીમા ખુણે પેસી જવું પડેછે કની? ત્યારે આપ ખુલ્લી હવા ઘોરોછો, ને મારેતો ગુંગળાઇ મરવું પડેછે. આપ ગાડી ઘોડે બેસોછો, પણ મારે બાયડિના પડખામા બેસીને ધુનવું પડેછે. આપ ખાનાપીના ચલાઓછો ને મારે ભુખે મરવું પડેછે. આપ શત્રુને માર મારોછો, ને મારે બાયડિને હાથનો માર ખાવો પડેછે. હવે બોલો એમા મેહેનત અમને કે તમને?

સત્યકી૦—એવી મેહેનતતો તનેજ પરવડે.

વિદુષક—ત્યારે પગાર તમને શાના જડે? અરે! પણ આ શું? લડાઇની વાત કાહાડી કે પોકાર કાને પડ્યા. અરે આ ધાડું ને ધાડું કયાંથી આવ્યું?

ખેડુતો—(અંદરથી બુમો મારેછે) જય જય મહારાજ! ત્રાહિ ત્રાહિ! ફરિઆદ, ફરિઆદ! જુલમ જુલમ! [ખેડુતો રડતા રડતા પ્રવેશ કરેછે.

હરિશ્ચંદ્ર—રાજભક્ત ખેડુતો! તમારે શું દુઃખ છે? તમે આવડા ચિંતાતુર કેમ દેખાઓછો? તમારે જે કેહેવાનું હોય તે કહી દ્યો સત્વર. તમારૂં દુઃખ હું નિવારણ કરીશ. શું વર્ષાદની તંગાસથી ખેતરોનો પાક કથળી જાયછે? કે આસપાસના સંસ્થાનના ઠાકુરો તમારી સલાહ શાન્તિનો ભંગ કરેછે? અથવા અમારા પોતાનાજ અધિકારિયો તમને કનડેછે?

૧ ખેડુત—મહારાજ! અમારી માલમતા જોવા જઇયેતો અમારાં છેતરાં અને વાડિયો છે, અને તેનુંતો હવે હત્યાનાશ વળવા બેઠું છે. પારવનાં જનાવરાં અને જંગળી પ્રાણિઓ તથા પંખેરૂઓનાં ટોળે ટોળાં આખા સીમાડા ઉપર ઉપડી આવ્યાં છે. અમે તેમને નહાડી મુકવાને ઘણુંએ કર્યું પણ કશું વળ્યું નહિ, માટે તમે અમારા પરતીપાળ તેથી અમે તમારી પાહે દોડી આવ્યા છિયે. હવે તમે તમારૂં હુરાપણું અમારી ઓથે આલો.

૨ ખેડુત—મહારાજ. આ પ્રાણિયો જુસ્સાભેર બખાળા પાડતાં અને કુમળા અનાજનો કચ્ચરઘાણ વાળી નાખતાં દોડમદોડ કરતાં ફરેછે. તેઓ કશાને બાકી મુકતાં નથી. તેમના આગળ બધુએ નહિ સરખું થઇ જાયછે.

અયોધ્યામાં પેસવાની તેઓએ હિંમત ચલાવી છે તો હવે અમે એકપણ પળ વધારે વાર જીવી શકનાર નથી.

હરિશ્ચંદ્ર—ભલા એકુતો ! તમે ગભરાશો નહિ. તમારા ખેતર ઉપરનો એ વર્ષનો કર હું તમોને પાછો વાળીશ. હવણાં હું ચડી આવુંછું અને બાણના પ્રહારે કરીને જંગલી પ્રાણીયોનો કચ્ચરઘાંણ વાળી નાખુંછું. મારા માણસો પણ એવોજ રોળ વર્ત્તાવી દેશે, તેમ કરતાં જેટલાં બચી જશે તેટલાં પોતાના સ્થાનકોમાં નાશી ભરાઇ પેસશે. પ્રધાન સત્યકીર્તિ, આપણા શિકારી માણસોને એકઠા કરો.

સત્યકી૦—બહુ સારૂં મહારાજ (એક જણને કેહેછે) અરે જારે શીકારી સેનાને હાજર થવાનો એકદંમ હુકમ કર. કળાવંતિઓ માહારાજની સવારી મોટા શીકારે જાયછે, માટે તમારાં શુર આપનારાં સ્વરોથી તમારૂં ગાણું ચલાવો.

[ગાયન ચાલેછે તેટલાં શીકારીઓની ફોજ હાજર થાયછે.

ગાયન કલેઆણ—ધૃપદ, સુલફાક.

વિદા થાઓ વિરા જણો રાજ્ય સીમાડે,
શૂર વીરો શૂરાતન હિંમતે દેખાડે. વિદા થાઓ૦
રથમાં થાએ સવાર, દોડેછે શત્રુને દ્વાર,
મયાનથી એંચે બાહાર, તરવાર કાહાડે. વિદા થાઓ૦

સત્યકી૦—શિકારિયો હાજર છે મહારાજ.

હરિશ્ચંદ્ર—પ્રધાન ! આ શિકારિયોને લઇને હું એકદમ આગ પકડુંછું. તમે સેના લઇને રાણીની સંગાતે મારી પછવાડે આવી પોહોંચો. આપણે તો કોઇ પ્રાણીનાથી કે પક્ષીનાથી ડરી જવાનું નથી. તમે તમારા ભાળા પકડો, ધોકા ઝાલો, જાળો પાથરો, ધનુષ્યો એંચો. મારાં માણસો તમે એમના ઉપર તુટી પડો, તુટી પડજો.

[ઉપલાં ગાયનની ચાલ ઉપર સઘલી સેના કુચ કરતી જાયછે.

ગાયન. (ઉપલાંનું બાકી.)

બાનોના દીએ પ્રહાર, ભોકી ભાલા મારે થાર,
ધોકા થકી મારંમ માર, અછાડે પછાડે.
વિદા થાઓ વીરા જણો૦

## પ્રવેશ ૪ થો.

### જંગલ—વિશ્વામિત્રનો આશ્રમ.

વિશ્વામિત્ર, દેવદત અને રાંમદત.

**વિશ્વા૦**—(ભણેછે) "ચંદનાએ સમર પયાંમી.
દીપાએ સમર પયાંમી.
ધૂપાએ સમર પયાંમી.
અક્ષતાએ સમર પયાંમી.
ચંદનાએ સમર પયાંમી—"

**દેવદત**—(નકલ કરીને) રાંડનાએ ઉમર ગુમાવી.

**વિશ્વા૦**—(બીજવાઇને માટે) "ચંદનાએ સમર પયાંમી."

**દેવદત**—(બીજવાર્ઈ માટે) રાંડનાએ ઉમર ગુમાવી.

**વિશ્વા૦**—કેમ અળયા ? મશ્કરી ભાવેછે કે ? (રાંમદતને) તું ભણ અળયા (ભણેછે) "ચંદનાએ સમર પયાંમી, દીપાએ સમર પયાંમી."

**રાંમદત**—(નકલ કરીને) ચંદનાએ ચદર બીછાવી, બુઢાએ ભાંગ ચહડાવી.

[બે વાઘો લોહીલોહોવાન થયલા આવેછે.

**દેવદત**—(વાઘને જોઇને) હાય ! હાય ! આ શી બળા ? રૂષિ મહારાજ નાસો, નાસો વાઘ આવેછે.

**વિશ્વા૦**—અળયા બકવા ન કરીશ. એ મારા ઉત્પાન કરેલા દાસ છે અને મારાજ કામસર આવેલાછે.

**રામદત**—પણ રૂષિ એતો લોહીથી ભરેલાછે ? લોહીના તલાવમાં બુડકી મારી આવ્યા હશે. ઓ એતો મારા ભણી આવેછે.

**દેવદત**—અરે નહિ, મારી ભણી આવેછે (વાઘને) હેુંડ હેુંડ રૂષિ ત્યાંછે. અરે હું રૂષિ નથી. પેલીમેર જા.

**રામદત**—અરે ફાડી ખાનારા ઢોરોનો શરદાર હું નહિ. રૂષિ મહારાજ તમને આ જીવતર જેજેકાર થાઓ. મારે ના જોઇએ, ના જોઇએ.

[દોડતા ફરેછે અને વાઘ તેમની પુઠે જાયછે.

**વિશ્વા૦**—કેમ મારા સેવક તમે એટલા વહેલા કેમ પાછા ફરયા ?

**૧ લો વાઘ**—હે વિશ્વામિત્ર અમારૂ રક્ષણ કરો, રૂષિ રક્ષણ કરો. અયોધ્યા ઉપર તેં જેઓને મોકલ્યા હતા તેમાંથી માત્ર બેજ અમે બચીને નાહાઠ આવીએ છિએ, બીજા બધા હરિશ્ચંદ્રના બાંન વતી વિંધાઇ ગયા.

**વિશ્વા૦**—શું ? એમ બનયું ? જરા થોભો અને જુઓ મારો ચમત્કાર, મારો કોપરૂપી અગ્નિ સમુદ્ર સરખાને પણ બાળી નાખવાને સામર્થ છે.

[મંત્ર ભણેછે અને બે જબરાં ભૂંડા જમીનમાંથી નીકળી આવેછે.

**દેવદત**—નાસરે મારા બાપ આધીરે.

[ધભરાઇ દોડવા જાયછે તેવામાં તેની પોથી ઓળામા હતી તેમાંથી પાનાં વેરાઇ જાએછે, તે ધભરાતો જાયછે, દોડતો જાએછે, એકઠો કરતો જાયછે.

**શામદત**—અરે ! આ શો ગજબ ! એ આવ્યો પેલો ભુ ભુ ભૂંડ—અ અ અરે મ મ મને ગળી જવા આવેછે કે શું ? [ખૂબ દોડેછે.

**દેવદત**—આવો આવો આવો, ગુરૂજી ધાજો ધાજો ધાજો.

[એમ કહી વળગણીએ પોતીઆ સૂકાવવા મૂકયાં હતાં તેની પાછળ ભરાએ છે પણ સંતાવવા માટે પોતીઉ એંચતાં વળગણી તેના ઉપર તૂટી પડેછે.

**શામદત**—એ આપણા ગુરૂજીને આઓને આઓ ગળી જાએતો હું બહુ ખૂશી થાઉં.

**ભૂંડ**—અહો ! મારા ઉત્પન કરતા રૂષિ મારા સરખું તુચ્છ પ્રાણી આપણે શા કામમા આવી શકે એમ છે? આપની મને શું આજ્ઞા છે?

**વિશ્વા૦**—સાંભળ. થોડીવાર ઉપર કેટલાંક પ્રાણી, પશુ, પક્ષીઓને મેં અયોધ્યાનો નાશ કરવા મોકલ્યાં હતાં પણ મારી યોજનામાં હું નિશફળ થયો છું. હરીશ્ચંદ્રના હાથથી સર્વે પ્રાણીઓ માર્યાં ગયાંછે, પણ હે ભૂંડ તારા આગળ એના સરખાનું કાંઇ ચાળવાનું નથી. એ હવણાં એના દેશની પાસેના જંગલમાં પોતાની સેના સહીત પડેલોછે ત્યાં જા. એના લશ્કરનો પ્રથમ ધાણ વાળ અને પછે એને કેદ પંકડીને અહિં લઇ આવ.

**ભૂંડ**—માહા રૂષિ જેવી આપની આજ્ઞા. [ભૂંડો જાયછે.

**શામદત**—ભાઇ દેવદત હવે મારા જીવમા જીવ આવ્યો.

**દેવદત**—અરે આપણ ભૂલ્યા. આપણે બધાએ એકઠો કરીને ગુરૂને ઉચકી ભૂંડ ઉપર નાખ્યા હોતતો તરત એમનો નીકાલ આવત.

**વિશ્વા૦**—સમા રહો એ બેવકુફ ગધેડાઓ. હું એક બીજો મંત્ર ભણુંછું અને હરિશ્ચંદ્રના સખત દીલને પીગળાવા માટે એક નવી લાલચ પેદા કરૂં છું.

[મંત્ર ભણેછે, બે અપ્સરાઓ આકાશઉપરથી ઉતરી આવેછે.

**૧ લી અપ્સરા**—માહાન વિશ્વામિત્ર આમ ગરીબ દાસીઓને શું આજ્ઞાછે ?

**વિશ્વા૦**—કુમારીકાઓ, કોઇ તમારી બરાબરી કરી શકે નહિ એવી સુંદરતા તમને પ્રાપ્ત થવાનું વરદાન આપુંછું અને વળી રાગ વીદ્યા તથા નાચ વીદ્યામા તમને પુરી પુરણતા આપુંછું. જાઓ હવે તમે હરિશ્ચંદ્ર રાજા જયાંહાં ભટકેછે ત્યાં જઇ પોંહોચો અને એની આગળ તમારી કળા પ્રગટ કરી બતાવો. તમારા સ્વરની મધુરતા એવી જણાવો અને તમારા અભીનય તમે એવાં કરી બતાવો કે દેવતાઓ પણ તે જોવાને નીચે આવે. આ પ્રમાણે કરીને જયારે તમે એ રાજાને રીજવી રહો ત્યારે તુષ્ટીદાનમા એના રાજયનું

રૂપેરી છત્ર માંગી લ્યો અને જો તે આપવાને ના કહે તો તેને સતે તમને તે-ના અંતઃપુરમા દાખલ કરે એવી માંગણી કરજો.

[તેઓ જરા ગાતાં ગાતાં ઉડી જાયછે.

---

## પ્રવેશ ૫ મો.

### સુંદર સરોવર ઉપર હરિશ્ચંદ્રની છાવણી.

એક ભપકાદાર મંડપમાં.

હરિશ્ચંદ્ર, તારામતી, રોહિતાશ્વર, સત્યકીર્તિ, વિદુષક વગેરે.

હરિશ્ચંદ્ર—આ સો કોપ થયોછે કે આપણા ભરપુર અને ફળવંત રાજ્ય ઉપર પ્રાણીઓની પીડા આવી લાગી હતી ! તે જંગલી પ્રાણીઓને મારી હઠાવ્યા પછે આ ભૂંડાએ આપણને કેટલી રંજ આપીછે ! તોએ પરમેશ્વરનો આભાર માનુંછું કે એ ભૂંડા ઉપર આપણે જીત મેળવીછે. મારવું કે મરવું એવી આપણા વંશની રીતી છે. જો હું આ વીક્રાળ ભૂંડા ઉપર જીત મેળવું નહિ તો મનુશ્યમા અધીપતિના પદને યોગ્ય કેમ થાઉં ? ( તારામતીના ખોલા ઉપર માથું નાખી દઇને) આજ મારા જીવને બહુ ઉદાસી ઉપજીઆ કરેછે. અહો પરમેશ્વર ! તું તારા સેવક જનને સાહાય થા.

**તારામતી**—પ્રિય આર્ય પુત્ર, મારા જીવનના ઝરા અને મારા પ્રાણના આધાર ! તમે આવા વીકલ કેમ થયાછો તે મને કહો. જેણે કદી પણ કોઇને પીડા કરી નથી તેના ઉપર તે પીડા શી રીતે આવનારછે ?

હરિશ્ચંદ્ર—તારામતી, મારી પ્રાણ પ્રિય; આજ રાતે મેં ભયભીત સ્વપ્ન જોયુંછે. મારૂં એ સ્વપ્ન અશુભ સુચક છે તેથી તારા આગળ કેહતાં મને ત્રાસ ઉપજેછે. એનો ઉંડો ભેદ શો હશે, તે મારી ધારણામાં ઉતરી શકતો નથી.

**પ્રતીહારી**—માહારાજ, બહાર અદભૂત શુંદરતાની શુંદરીઓ આપને દ્વારે ગાયન કરવાને આવેલીછે.

હરિશ્ચંદ્ર—બોલાવ તેમને. (અપ્સરાઓ આવેછે.)

**૧ અપસરા**—હે, પરાક્રમી અધીપતિ તારી ચંદ્ર સમાન કોમળ અને અનુકૂળ સુંદરતા ઉપર અમારી આંખો ઠરી ગઇછે. અમસમાન ગરીબ અબળાઓ ઉપર તારી પ્રસન્નતા ચાલુ રાખ. અહો મહારાજ આપ કૃપા કરીને અમારૂં ગાવું નાચવું જોશો ?

હરિશ્ચંદ્ર—અહો સ્ત્રીઓ પંડીતો એવી સીખામણ દેછે કે સ્ત્રીઓ કપટનો અવતાર છે. તેઓને તમારી શુંદરતાનો અને વશીકરણ ક્રીઆનો ડરં લાગતો હોયતો ભલે પણ હુંતો તમારી ગાવાની અને નૃતયની કળા જોવાને રાજીછું.

## ગાયન અને નાચ.

ખમાચ—ઠુમરી.

તુજ મુખ અતી શુખદાય થયું જી,
નેના તારી શરસમ દંશ દેતી બહુજી. તુજ૦
કરની દયા તું રાજા મારી,
વન મુજની હું દાશી તમારી,
હું વારી ગઇછું, ખોલો મનજી. તુજ મુખ૦

હરિશ્ચંદ્ર—સખુર, તમે એવી અતીશ્રમ લેશો નહિ. સંગીત શાસ્ત્રની પ્રતીએક શાખાની ખરેખરી કુશલતા તમે મેળવીછે. પ્રધાન આ કલાવનતીઓને ભારે અલંકાર અને પોશાક તુષ્ટીદાન આપો.

**૧ અપસરા**—મહરાજ અમારે એની તો કાંઈ ખોટ નથી. જગતની તુચ્છ વસતુઓની અમે કસી ગણના કરતાં નથી. સૂર્ય વંશના કીર્તિવાન રાજા જે રૂપેરી છત્રની નીચે બેશીને તું આ જગત ઉપર રાજય ચલાવેછે તે છત્ર અમને ભેટ આપ.

**સત્યકી૦**—યુવતીઓ, જે તમે માગોછો તે રાજ ચીન્હ માહેલી એક વસ્તુછે તે શું તમે જાણતાં નથી ? આવી માગણી કરીને તમે એક મ્હોટો અપરાધ કરયોછે, તોપણ એ વિશેનું તમારૂં અગ્નાનપણું જાણીને તમને ક્ષમા કરવામાં આવેછે. તમને જે આપવામાં આવેછે તે લઇને તમે તમારી મેળે ચાલતાં થાઓ.

**૨ અપસરા**—બહુ સારૂં. ત્યારે મહરાજ જો આપ છત્ર આપી શકો નહિ તો કોઈ બીજી માગણી કરવાની અમને આગ્ના આપશો કે નહિ ? પ્રેમ મહરાજ, પ્રેમ અમે તારી પાસેથી માગીએ છિએ. અહો રાજા અમને તારા જનાનામાં દાખલ કરીને અમારામાં માહા અગ્નિ પ્રદીપત થયોછે તેને શાંત કર. ગરીબ અબળાના પ્રેમનો બદલો અંતઃકરણ પૂર્વક પ્રેમથીજ વાલવા કરતાં બીજી વધારે સારી રીતે પુરૂષ તેને કયી આપી શકવાનો હતો ? અહો રાજા ! અમારા ગાત્ર બાળી નાખનાર પ્રેમાગ્નિ કરતાં રાક્ષસ લોકનો ધીકધીકતો અગ્નિ વધારે થંડોછે. અમારા ઉપર દયાના જળનું સીચણ કર, અમે બલી મરીએ છિએ. અમારા ઉપર દયા કર.

**સત્યકી૦**—અરે દુષ્ટાઓ આવા મ્હોટા પ્રતાપવાન રાજાની સમક્ષ આવી આવી અઘટીટ માંગણી કરતાં શરમ લાગતી નથી. હરિશ્ચંદ્ર પાસે ભાંએ, સોનું, ઝવેર કે પોશાકની કઇ ખોટ નથી; પણ આવા લંપટાઈ ભરેલાં અનર્થ વચન કદી પણ મંજૂર રહી શકવાનાં નથી.

**૧ અપસરા**—માહારાજ અમારી મેહનતના બદલામા અમે છેક હલકી

બીજું માગી, પણ હમણાં જે અમારી સાથ આવી વરતણુંક ચલાવવામાં આવી તે ઉપરથી જણાઈ આવેછે કે તારે વીશે અમારા સાંભળવામાં જે આવ્યું તેમા અમે ઠગાયા છિએ. તું અને તારો નીરલજ પ્રધાન એ બેમાંથી કોણ વધારે ખરાબ છે એ કહેવું ખરે માહા કઠણ છે.

હરિશ્ચંદ્ર—પેહરાગીરો આ સ્ત્રીઓને અહિંથી દૂર કરો. એઓને મારી છાવણીની પાર હાંકી મુકો.

[સ્ત્રીઓને ધસડી લેઇ જતામાં આવેછે. એવામાં વિશ્વામિત્ર અપ્સરાઓ સહીત આવેછે, તેને હરિશ્ચંદ્ર પગે પડીને.

હરિશ્ચંદ્ર—અહો પવીત્રાત્મા હું આપને નમન કરૂં છઉં. આપ મારા ઉપર એટલાબધાં કોપાયમાન કેમ દેખાઓછો? [અપ્સરા રડેછે.

વિશ્વા૦—ઠગારા, પાપી, વેગળો રેહ. મારા પગ અપવીત્ર કર નહિં નીરપરાધી બચારાં પસુ અને પક્ષીઓનો તેં કેવો ઘાણ વાળી નાખ્યોછે? રૂષિ અને યોગીઓના એકાંત વાસના પવીત્ર સ્થાનમાં તેં કેવો ગડબડાટ મચાવી મૂક્યોછે. બોલ તેં આ ગરીબ કુમારીકાઓના મન શા માટે દુખવ્યાં? અરે પ્રજા પીડક દુષ્ટ, આ ગરીબ અબળાઓ પોતાની નૃત્ય કળા બતાવાની આશાએ અજાણતાં તારા આગળ આવી પોંહોંચી તેઓની કેવી દુર દશા કરીને તેં તેઓને કાહાડી તે હવે તું તારી આંખો ફોડીને જો.

હરિશ્ચંદ્ર—રૂષિ જરા સાંત થાઓ. મજ સરખાં ગરીબ પ્રાણી ઉપર એટલાબધા ક્રોધમાન થાઓ નહિ. સિંહ સરખાએ શું ચકલી ઉપર કોપ કરવો? જંગલી પ્રાણીઓ જે રાજાની સત્તા નીચેના દેશના પાકનો નાશ કરતા હોય, તે રાજાએ તે દેશનું રક્ષણ કરવું જોઇએ. વળી અધમ સ્ત્રીની સાથે ક્ષત્રીએ લગન કરવું ઘટે નહિ; તેમજ મારી ધર્મપતની તારામતી છતાં બીજી સ્ત્રીનું સ્વપ્નામાં પણ ધારણા કરૂં એવું બનેજ કેમ? હું મારૂં રાજ છત્ર આપું કે તેની સાથે આ દેશ ઉપરના રાજા તરીકેની મારી સત્તા બંધ થાએ તો પછે તે આપવાને મેં ના પાડી તેમા મારો શો અપરાધ? મહરાજ મારા જાણવામાં પણ નો હતું કે આપ એ જંગલી પ્રાણીઓના અને અપવીત્ર સ્ત્રીઓના રક્ષણહાર છો.

વિશ્વા૦—હા ખરી વાત, હું સારીપઠે જાણું છઉં કે કપટ રચના કરવાની કુશળતામાં તારા સરખો નીપૂણ કદી પણ મળી શકે એમ નથી. જા ઠગારા હવે તારા પાપનો છૂટકારો હમણાં થશે.

હરિશ્ચંદ્ર—કૃપાનાથ મને ક્ષમા કરો. આવા નીચ પ્રાણીઓને માટે મારા ઉપરથી કૃપા ઉતારી નાખવી આપને ઘટતી નથી.

વિશ્વા૦—બસ. હવે મારો કોપ ઘણો પ્રદીપત થયોછે, તેને જેણે જાગૃત કર્યોછે તેનો નાશ કર્યા વિના હવે બીજા કશાથી તે શાંત થવાનો નથી, માટે

હું તુંને કહુંછું કે જો આ યુવતીઓની ઇચ્છા પરીપૂર્ણ કરવાને ના કહી કે તેનીજ સાથે તું સદાનો દુખીયારો થઇ પડવાનો જાણજે. તઇઆર થા મારો શાપ ગ્રહન કરવાને.

હરિ૦—નહિ કદી નહિ, મારા શરીરના ચીરેચીરા ઉતારી નાખો. ગમેતો મને શાપ દો અથવા ગમેતો મને મારી નાખો. હા એ બધુ હું રાજી થઇને સહન કરીશ, પણ ધર્મનું ઉલંગન કદી પણ કરવાનો નથી. વળી વિશેશ કહુંછું ને સાંભળો. જો તમે મારો ધર્મ ચૂકાવવાનો બળાત્કાર કરવાનું માંડી વાળો તો હું મારૂં સંસ્થાન, મારૂં રાજ્યસ્થાન, મારી માલ મતા અને મારૂં જે કાંઇ છે તે સર્વ તમને દાન કરવાને તૈયાર છઉં.

વિશ્વા૦—એ વાત માન્ય છે. જોજે, બોલ્યું અબોલ્યું થાય નહિ.

હરિ૦—મારો બોલ કદી મિથ્યા થતો નથી. લ્યો ત્યારે ગ્રહણ કરો. પેહરો આ રાજ મુદ્રા, લ્યો (આપેછે) ઉપરના દેવતાઓ અને નીચેના મનુંશ્યો, આ રાજમુદ્રા આપીને તમારી સમક્ષ હું સર્વ સમર્પણ કરૂંછું અને આ જગયા છોડીને હવે ચાલી જાઉંછું.

વિશ્વા૦—હરિશ્ચંદ્ર, તારૂ કલ્યાણ થાઓ. તારૂ નામ સત્યતા અને ઉદારતાનું એક બીજું નામ છે. હે સદગ્રહસ્થો, અયોધ્યાના અધીપતિ તરીકેની મારી આણ બધે ફેરવો, હવે હરિશ્ચંદ્ર તેનો રાજા નથી.

પ્રતી૦—(મોટે સાદે) માહારાજા ધીરાજ વિશ્વામિત્રનું રાજ અમર તપો!

[હરિશ્ચંદ્ર જવા માંડેછે, તેને અટકાવીને.

વિશ્વા૦—હરિશ્ચંદ્ર તું રાજ્યને છોડી જાય તેના પહેલાં તારા માથા ઉપરનો મુકૂટ, બાંહેના બાજુબંધ અને હાથના કંકણ મારે સ્વાધીન કરતો જા. હું રાજા થયો ત્યારેતો મારે રાજાનો સઘળો દબદબો ધારણ કરવો જોઇએ. તારા સર્વે સણગાર મને આપી દે (હરિશ્ચંદ્ર પોતાનો સઘળો સણગાર ઉતારી આપેછે.) તેમજ તારી રાણીની પાસેથી અને કુમારની પાસેથી પણ લઇને મારે સ્વાધીન કર.

હરિ૦—તારામતી, મારી જીવણહાર. આ તારાં શંકટનું કારણ હુંજ છું.

તારામતી—અહો પ્રાણનાથ મારૂં જે કાંઇ છે તે તમારૂંજ છે. આ જીવતર પાણીનાં પરપોટા જેવુંછે. પ્રીયપતિ મારૂં જે છે તે શંધુ લ્યો અને આપણા સદગુણને નીશકલંક રહેવા દો. [પોતાના ઘરેણા ઉતારેછે.

રોહીતા૦—માતા તું તારા ઘરેણાં કેમ ઉતારેછે?

તારામતી—વાહલા કુવર આ બ્રાહ્મણને બધું આપ્યું માટે એ પણ આપવું ઘટે. આમ આવ દીકરા, લાવ તારા ઘરેણા કહાડું.

રોહીતા૦—ના માતા હું નહિ આપું, મને આ મોતીની માળા બહુ ગમેછે, એતો હું નહિ આપું. આવા બ્રાહ્મણને ગળે એ ન સોભે.

**તારામતી**—ના દીકરા એમ બોલીએ નહિ. (રોહીતાસ્વર આપવાને આનાકાની કરેછે ને કહાડી લેછે તારે રડેછે) ચૂપ ! અહો અયોધ્યાના રાજ-કુમાર ! ચૂપ. ગુરૂના મુખમાંથી અગર ક્રોધનો ધુંઓ નીકળે તોપણ તે દહાપણનો ધુંઓ સમજવો જોઇએ. ગુરૂ કદી ખોટું કરે નહિ. દીકરા તું રો ના. તારા માત પીતાની સ્થીતીમાં આ અચબૂચ ફેરફારના દુખો તુંથી સહન ન થાય એવાં છે પણ એક બ્રાહ્મણના પાડેલા સંકટો ખમવા કરતાં રાજપાટ છોડી તે સંકટોથી વેગળા આપણુ નાશીશું.

**વિશ્વા૦**—હવે વીદાએ થા ભાઇ (તેઓ જવા માડેછે તેવામાં) હરિશ્ચંદ્ર જરા ઉભો રહે. તેં તારૂ રાજ્ય અને રાજ્યનું સર્વે આપ્યું ખરૂં, વળી તેં રાજ અને તેના તાબાનું ધરેણું આપ્યું પણ એટલાંથી શું વળયું ? તેં અને સ્ત્રી છોકરાએ આ મુલ્યવાન પોશાક પેહેરેલોછે તે કૃપા કરીને ઉતારી આપ.

**તારા૦**—વિશ્વામિત્ર, આ પૃથ્વી ઉપર અમારા બાકીના દિવશ પૂરા કરવાને અમારે દૂર દેશાવરોમાં ભટકવાનુંછે. અમે સર્વસ્વ આપી દીધુંછે અને હવે આપ હમારાં લૂગડાં પણ માગોછો ? અમારા બધાં લૂગડાં ઉતારી લેવાં ઘટેછે ?

**હરિ૦**—મહારાજ સત્યતાને કાજે અમે અમારી રાજીખૂશીથી રાજય આપને અર્પણ કર્યું તો અવે અમને તદન નગ્ન કરીને રાજ બાહેર કાઢતાં અમારા નીર્દોશપણાનો વિચાર કરી આપના ગરીબ સેવકો ઉપર કાંઇપણ દયા કરો.

**વિશ્વા૦**—હરિશ્ચંદ્ર જે વસતુઓ ઉપર મારો દાવો છે, તે આપવાને તું આનાકાની કરેછે ? વારૂ ત્યારે હું તારા ઉપર દયા કરૂં છું. લ્યો આ ત્રણ ભ-ગવાં લૂગડાના કડકા છે તે તમે એકેકો પેહેરીને મારો અમુલ્ય પોશાક મારે હસ્તક કરો.

**હરિ૦**—આપની એ ઇચ્છા પણ તૃપ્ત કરો.

[ત્રણે જણ પોશાક બદલી આપેછે.

### ગાયન.

### ૫૮—ઝીંજોટી અથવાતો આશાવરીમાં.

સમજ મન સમજીને લાગ શુધરવા,
કૂડાં કપટ કરેછે શું કરવા ?—સમજ૦

માત પીતા શૂત ભ્રાંત ન ભગતી,
પામે નહી સ્થીર ઠરવા;
દાહાડા દસે દીસ ધાન ને ધનના,
ભંડાર લાગ્યો તું ભરવા૦ સમજ૦

મારૂં મારૂં કહે તે નથી તારૂં,
મમત કરે શીદ મરવા?
હજી પણ લાગ અસત્ય વિસારીને,
સત્યના શબ્દો ઉચ્ચરવા૦ સમજ૦

હરિ૦—રૂષિ હવે અમને વિદાય થવાની આજ્ઞા છે?

વિશ્વા૦—હા, આ જગા છોડીને ચાલતાં થાઓ.

હરિ૦—રોહીત મારા પુત્ર અને તારામતી મારી સ્ત્રી ચાલો મારી સાથે હવે આ દેશમા આપણને વધારેવાર રેહવાનું નથી. [વિલાપ કરતાં જાયછે.

વિશ્વા૦—હરિશ્ચંદ્ર સબૂર, પાછો આવ, પાછો આવ, હરિશ્ચંદ્ર થોભ, જરા થોભ. હજી તારે મારી સાથે હિશાબ પતાવવાનો બાકી રહી ગયોછે. થોડા દિવસ ઉપર મેં તારા સવાધીનમાં મારૂં સોનું રેહવા દીધુંછે તે મૂકીદે આમ વેગળું. હું માંગું ત્યારે આપવું એવી શરત કરી હતી તે શું બધું તું ભૂલી ગયો કે? આ ઠગ વિદયાતો બહુ સારી!

હરિ૦—મહારાજ આપણે યજ્ઞ સારૂં સોનું આપવાને કહયું હતું તે આપ જે રાજ ભંડારના ધણી થયાછો તેમાં બહું સંભાળથી સાચવી રાખવામાં આવ્યુંછે. મારી પાસે જે કાંઈ હતું તે બધું આપને સમર્પણ કરી દીધુંછે અને આપે અમારા લૂગડાં શુધાંત લીધાંછે. હવે વધારે બીજું હું શું કરી શકુ?

વિશ્વા૦—જે સોનું આગળ તેં મને આપવાને વચન આપેલું પણ મારા સ્વાધીન કરેલું નહિ તે સોનું મારા ભંડારના સોનામાંથી વાળી આપવાનો તને કશો હક નથી. ચાલ એવી પંડીતાઈ કરવી છોડી દે. જો સાંભળ, હું હજી પણ ઉદાર થાઉં છઉં અને તારી આવી ઠગાઇ ભરેલી ચાલને માટે ક્ષમા કરૂછું. કહે તારે કે મેં સોનું આપવાનું વચન કદી આપ્યું નથી અથવા એમ નહિતો એવું કહે કે મેં વચનતો આપ્યું હતું, પણ તે પ્રમાણે આપવાને હું બંધાયોછું એમ મારી નજરમાં આવતું નથી. બોલ હવે આ કરતાં વધારે કૃપા દ્રષ્ટી તે હું તારા ઉપર શું કરૂં?

હરિ૦—એવી રીતનું કથણતો હું કદી પણ કરનાર નથી. જો મારા બરદાના મંઉશમાં આંકડો ભેરવીને મને લટકાવવો હશેતો હું લટકતો આડા અવળો ગોથાં ખાયા કરીશ પણ આ જીભથી જૂઠું તો કદી પણ બોલવાનો નથી. હા, આપનું સોનું મારી પાસે રહયું એ વાત ખરી અને તે હું આપને આપીશ. પણ એક માણશ મારી સાથે મોકલો અને તેને આજ્ઞા કરો કે મારી પાસેથી સોનું લીધા વિના ખીશે નહિ.

વિશ્વા૦—લોકો કહેછે કે જ્યારે કોઈનો ઘોડો મરી જાયછે ત્યારે તેને એટલાથીજ પટતું નથી. પણ તેને માટે ખાડો ખોદાવીને દટાવવો પડેછે, તેજ

રીતે તારી પછવાડે મારૂં સોનું તો જાયછે, અને વળી પ્રવાસ કરવાને સંગાથે સોબતી લઈ જવાને ચાહેછે. ખરી વાત. ખાતર પછવાડે દીવેલ. મારે તે તારી ઠગાઈનો વાંક કાઢવો કે મારા ઘાતકી ભાયગનો વાંક કાઢવો? ઠીક—કોઇની સાથે સખ્તાઇથી ચાલવાની મારી ચાલ નથી; એટલે તારી સાથે પણ મારે સખ્તાઈ ચલાવવી જોઇએ નહિ. ચાલ ત્યારે હું વીસ દિવસની મુદત આપુંછું.

હરિ૦—મારો વિચાર કાશીએ જવાનોછે, તેની અને આ જગયાની વચે ઘણું છેટું છે તે આપતો જાણોછો. વળી હું ત્યાં પોહોંચીસ ત્યારપછી સોનું આપવાની પેરવી થશે માટે હું આપને પ્રાર્થના કરી કહુંછું કે અડતાળીસ દિવશની મને મુદત આપો.

વિશ્વા૦—હું જોઉંછું કે તું ઘણો ખેદ પામેછે અને હું તારા વિશે ક્રુરતા ભરેલી ચાલ ચલાઉંછું એમ તું ધારેછે, પણ એની કાંઈ નવાઈ નથી. રૂપી આ ધીરનારો પ્રથમતો શેલડી જેવો ગળયો લાગેછે; પણ પછીથી લીમડા જેવો કડવો થઈ પડેછે. ચાલ ત્યારે તને તારા માગવા પ્રમાણે મુદત આપું-છું. પણ જો સરત રાખજે એમાં કશો ફેરફાર થાય નહિ. જા હવે રસતો પકડ. [તે જવા માંડેછે.

હા હા હું હજી એક વાત ભૂલી ગયો. ઉભો રહે. તેં મને તારૂં રાજય આપ્યું એ વાત ખરી પણ જ્યાંશુધી મને રાજ્યભિષેક કરવામાં આવે નહિ ત્યાંશુધી હું રાજા ગણાઉં નહિ, માટે ચાલ મારી સાથ અયોધ્યાની રાજધાની-માં અને તારા મેહલમાં તારા રાજ્યાસન ઉપર તારેજ હાથે મને રાજ્યભિ-ષેક કર. [માંડલીક રાજાઓ નજરાણાં લાવેછે.

**૧ લો રાજા**—હરિશ્ચંદ્ર મહારાજ આપની—

હરિ૦—માંડલીક રાજાઓ, દરબારીઓ, સેનાધીપતિઓ અને તમે સર્વ જે આ ઠેકાણે હાજર છો તે સાંભળો. વિશ્વામિત્ર અયોધ્યાના નવા અધીપતિ આજે રાજ્યાસન ઉપર બેસેછે. મેં મારે હાથે મારો મૂકૂટ એમને પેહેરાવ્યોછે અને મારી સત્તા અને મારા સર્વે હક મેં એમને સમર્પણ કરીછે. એમની રાજ્ય સત્તા તમે માન્ય રાખજો અને એમની વચનપાળક પ્રજા તમે થજો. છેલી સલામ મારા માયાળુ મિત્રો તમને છેલ્લી સલામ. વિશ્વામિત્ર, આજ ક્ષણે હું અહિયાંથી ચાલવા માડુંછું અને આ નગરમા દરવાજા બાહાર આપના માણશની વાત જોતો બેસું છું; પણ હું આયોધ્યા પૂરી છોડીને જાઉં તેના પેહેલાં બે બોલ કેહવા દેવાની પ્રાર્થના કરૂંછું. આ ભૂમિની પ્રજા નીરંતર રાજ ભમતી બલાત્રીને રૂડા વર્તણુંકથી ચાલતી આવીછે. તેમનો વાંક કાહાડવાને મને કદી પણ એકે કારણ મળ્યું નથી; એટલા માટે અહો મહરાજ, મારી છેલ્લી વિનંતિ આપને એટલીજ છે કે આ પ્રજાની ઉપર આપ નરમાશથી અને કૃપાદ્રષ્ટીથી રાજ ચલાવજો.

વિશ્વા૦—ઠીક ઠીક એ બધું મારૂં કામ છે. તારૂં ડાહાપણ મારે કાંઈ કામ લાગવાનું નથી. કેમ હવે તું તારે માર્ગે પડેછે કે નહિ? (હરીશ્ચંદ્ર ચાલવા માંડેછે તેની પછવાડે મંડળીક રાજાઓ પણ ચાલવા માંડેછે) પણ જો ગાંડા માણસ આ પ્રમાણે તું તારો દેશ છોડીને જાય, તેની પેહલાં તું જે જે ખોઈ બેઠોછે તે સર્વ પાછું મેળવવાનો હજી પણ એકવાર હું તને લાગ આપુંછું. તું તારી મેળે એકલોજ તારૂં સતયાનાશ વાળેછે એટલુંજ નહિ પણ તારા ભેગું તારી બાયડીનું અને છોકરાનું પણ તેમજ કરેછે. તું મુર્ખાઈ કરીને આવડો બધો આડો શું કરવાને થાયછે? જો ડહાયો હોયતો મારી સલાહ માન અને પેલી ગાનારીઓની ઇછા પ્રમાણે કર અને મને સોનું આપવાનું વચન આપ્યું નથી એવું જૂઠું બોલ. જો તારૂં રાજ્ય અને સત્તા પાછાં મેળવવાં હોએતો.

હરિ૦—મહરાજ આપની કૃપા મારા ઉપર ઘણી થઈ; તોપણ આપનું કેહવું તો કદી પણ માન્ય રાખનાર નથી. મેં જે સર્વ આપને સમર્પણ કર્યુંછે તે હું કદી પાછું લેનાર નથી. હવે હું અહિંથી સરયુ નદીના કિનારા ઉપર જઈને બેસુછું અને આપનું માણસ મને આવી મળશે નહિ ત્યાંસુધી ત્યાંથી ખસીશ નહિ.

વિશ્વા૦—એક મૂર્ખનેતે આવી પડતી દૂરદશામાંથી કોણ અટકાવી શકે? કર ત્યારે તને હવે સૂજ પડતું. જા અહિંથી જા. [તેઓ જાયછે.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### અયોધ્યાની બાહેરનો રશતો—લોકોનું ટોળું.

૧ લું માણસ—અરે! અરે ત્યારે શું આવોજ બનાવ બનયો સરજેલો? આપણો માહાત્મા, જગપ્રસીધ, જગતપતિ રાજા, આવો માયાળુ, આવો સત્યવંત અને આવો નીરપરાધી છતાં આવી સંતાપજણક દૂરદસાએ પોહોચેલો જોઈને મારાં કાળજાં ફાટી જાએછે. અરે જૂઓ, જૂઓ, પેલા કઠણ રસતા ઉપર હરિશ્ચંદ્ર ઉઘાડે પગે ચાલેછે.

૨ જું માણસ—અરે! પણ આપણી પ્રતાપવંતી મહારાણી, જેનો કોમળ પગ એકવાર રત્ન જડીત ઝાંઝરે કરીને બીરાજમાન દેખાતા હતા, તે આજે કઠણ પથરાઓમાં ચાલવાથી છોલાઈ ગયાછે. કુમાર રોહીતાશ્વ જેને ચાલ-

વાનો હજી પૂરો અભ્યાસ પડયો નથી એટલામા એના માબાપ સાથ એને લથ-ડતો ચાલવું પડેછે. અરે ! છાતી ફાટી જાય એવા આ દેખાવના ખેદથી પા-હાડો સરખા પણ પીગળી જાયતો તેથી શું આ કપટકારીઅ ભરેલા વિશ્વા-મિત્રને કંઈ પસ્તાવો નહિ થતો ?

[ હરિશ્ચંદ્ર, મરદ ઓરતોના ટોળા વચ્ચે આવેછે, બાળકો રો-હિતાશ્વરને વળગી રહેછે, સ્ત્રીઓ તારામતીને ગળે વલગેછે, પુરૂષો હરિશ્ચંદ્રને નમન કરેછે, તથા ગુઠણપર આશિર્વાદ મા-ગેછે, તથા બાળકોને પણ આશિર્વાદ માટે આગળ ધરેછે.

**હરિ૦**—માયાળુ મિત્રો; હું હવે તમારો રાજા નથી પણ એક ભીખારી-છું. મારા સરખા પાપીને માટે તમે ખેદ કરશો મા. મેં મારી રાજી રજાવં-તીથી રૂષી વિશ્વામિત્રને આ અયોધ્યાનું રાજ પાટ અર્પણ કરી દીધુછે. હવે એ તમારો રાજા છે. હું તમને પ્રાર્થના કરીને કહું છું કે તમો એની આગ્ના પાળજો અને સુખ સંતોશમા રેહજો.

[સત્યકીર્તિ, તથા સેનાપતિઓ ઘણી ગરબડ કરતા આવેછે.

**૧ સેનાપતિ**—હરિશ્ચંદ્ર, વિશ્વામિત્રની બીક રાખીને આપ અયોધ્યાનો ત્યાગ શા માટે કરોછો ? એતો મોતનું ઘરાક છે. જો કદાપી ગાએ પોતાના ધણીને મારવા જાયતો તેને પણ મારી નાખવામાં કાંઈ પાપ નથી. મહારાજ અમે હાથ જોડીને પ્રાર્થના કરીએછે કે વિશ્વામિત્રને અવનાને અવના કતલ કરવાની અ-મને આગ્ના આપો, એમાં કંઈ પાપ નથી, કંઇ અપરાધ નથી.

**હરિ૦**—(ગુસ્સાથી) આવી દુશ્ટ ધાર્ણાઓ છોડી દેઓ. તે સંબંધી વા-ત થતી સાંભળવામાં પણ પાપ છે. વિશ્વામિત્ર સરખા જારે રાજ્યની ઇચ્છા કરે ત્યારે મારે તેની કસી ગણત્રી નથી.

[વિશ્વામિત્ર અચબૂચ પ્રગટ થાયછે. લોકો બધા જતા રેહેછે.

**વિશ્વા૦**—હરિશ્ચંદ્ર તું આ દુશ્ટોને ઉસ્કેરીને મારો જીવ લેવાનો ઉપા-એ યોજતો હતો નહિ ? તારે તે શું અધર્મ ઉપર અધર્મજ કરયા કરવાછે ? કેવો દુશ્ટ ઘાતકી કે છેલ્લો તું મને પણ મારાવાનો નીશ્ચય કરેછે. જા લે, મારે તા-રો દેશ અને રાજ્યાસન જોઇતું નથી. મારાથી અયોધ્યા નગરીમાં નીરવિઘ્ન રેહવાઈ શકાય નહિ. બધા રાજ્યધન કરતાં મારો જીવ વધારે મુલ્યવાન છે.

**હરિ૦**— રૂષિ આપ જે અપરાધ મારે માથે મૂકોછો તે મેં કર્યો નથી તોપણ હું ક્ષમા માગું છું. જે આપનું કેહવાઈ ચૂકયું તે હવે મારૂં કદી પણ થનાર નથી. મહારાજ હું તો આપના માણશની રાહા જોતોજ માત્ર અટકી રહ્યોછું.

**વિશ્વા૦**—મૂઢ, તારી હઠનું ફળ હવે તને સતવર મલશે. જોજે હવે મા-રો વાંક કાહાડતો ના. [મંત્ર ભણેછે. નક્ષત્ર ઉતપન થાયછે.

નક્ષેત્ર સાંભળ, તારા કેદી તરીકે આ માણસ હરિશ્ચંદ્ર, એની બાએડી તારામતી અને એનો છોકરો રોહિતાશ્વ તને સોપૂંછું. એ મારા દેવાદાર છે. એક માણસ હાથી ઉપર ચઢીને ગોફણનો ગોળો ફેંકે તે જેટલો ઉંચો જાય તેટલો ઉંચો ઢગલો સોનું એમની પાસે હું માંગુંછું, પણ હજી લગણ એમણે મને પાછું આપ્યું નથી. તારૂં કામ એ છે કે અરટાલીસ દિવસ પૂરા થાય નહિ તેના પેહેલાં એમની પાસેથી મારૂં સોનું મને પાછું આણી આપવું. તે લેવાને તારે ગમે તે ઉપાએ કરજે. ગમેતો એને ઠોકજે, એની ચામડી ઉકેલી નાખજે, યા સાંકળે બાંધજે (બાજુમાં) એની પાસેથી સોનું કઢાવી લેવાનુંજ મૂખ્ય કામ નથી, પણ જેમ તેમ કરીને પણ એની પાસે જૂઠું બોલાવવુંછે માટે તું એને સારીપેઠે અડાવજે અને તને સૂજે એટલા દેહકષ્ટ દેજે અને પછી એને જુઠું બોલવાને પતાવજે. જો તેમ કરવાને એ તૈયાર થાયતો અતીશય નમ્રતા અને માયાથી એમને પાછા મારી પાસે લાવજે. (હરિશ્ચંદ્રને) હરિશ્ચંદ્ર તમે ત્રણે આ નક્ષેત્રના કેદી છો. ખબરદાર એ સાદા મનના બ્રાહ્મણના દીકરા સાથ જો કંઈ કપટ કર્યું તો. એની સાથે અતીમાનથી વર્તજે, અને એની સર્વ આજ્ઞાઓ પાળજે. એ ભૂખાળવો છે, માટે જ્યારેખી ખાવાનું માગે તારે એને તુરંત કરજે. ટુંકામાં એટલુંજ કહુંછું કે તારા પ્રવાસમાં જેમ એ સુખી થાય તેમ કરજે. [વિશ્વામિત્ર ગેપ થઈ જાયછે.

**હરિ૦**—જ્યાંશુધી મારામાં પ્રાણછે ત્યાંશુધીતો ભાઇ નક્ષેત્ર હું તારી સેવા ઉઠાવવાને ચૂકનાર નથી. [ચાલવા માંડેછે.

**નક્ષત્ર**—ના ભાઈ તે એમ નહિ. એક કેદી તરીકે હું તને મારા કબજામાં લઉં તેના પેહેલાં મારે સરતો કરવી જોઇએ. પેહેલુંતો એકે હું પુજ્ય અને પવિત્ર બ્રાહ્મણ છઉં તે તારે સારીપેઠે ધ્યાનમાં રાખવું અને તેટલા માટે બીજું એકે તારી સર્વે પ્રકારની વર્તણુક મારા તરફ અતિશય માન ભરેલી રાખવી; તેટલા માટે ત્રીજું એકે મને દહાડામાં છ વાર મિઠાં ભોજનો જમાડવાં અને તેટલાજ માટે ચોથું એકે દરેક ભોજનમાં છ પ્રકારની વાણીઓ મેલવી. પાંચમું એકે મને ભાંગ પીને ત્રણવાર ઉંઘવાની ટેવ છે તેમ કરવા દેવો, અને તેટલા માટે છઠ્ઠું એકે હું આરામ લઉં ત્યારે તારે મારા પગની ચંપી કરવી. સાતમું એકે મારી નિદ્રાવસ્થ સ્થીતિમાં તારે મારી ચોકીમાં રેહેવું અને આઠમું એકે તારી બાએડીએ મારા હાલર્ડાં ગાવાં, પણ નવમું એકે એ વખતે મને મૂકીને તારે નાસી જવું નહિ અથવા તારી બાએડી કે છોકરાને પોબારાં ગણી જવાની સલાહ આપવી નહિ. છેલ્લું જ્યારે તને શીક્ષા કરવાનું મને વાજબી લાગે ત્યારે તારે ચેં કે ચું કાંઈ પણ કરવું નહિ. હું કાંઈ શરમ રાખું એવો નથી. તારી બાએડી કહાપીને વિલાપ કરશે, તારો છોકરો ચીસો પાડશે, મિત્રો વચ્ચે પડશે તોયેપણ જ્યાં સુધી તું દેવાળીયો સોનું આપશે નહિ

ત્યાં સુધી હું તને જંપવા દઇશ નહિ અને આદમપાક આપવાનું ચાલુ રા-
ખીશ. હું તને જાજી શીક્ષા કરીશ નહિ. બસ તારા વાંસા ઉપર એક મોહોટો
વજનદાર પથ્થર મૂકીને તને ચલાવીશ અને તારાથી નહિ ચલાશે ત્યારે તને
શીક્ષા કરવાને નહિ પણ તને ચાલવાની શક્તિ આપવા સારૂં તારા હાથ પગે
વિંછુવા લગાડીશ. કોઇવાર મને રમત ગમતનો સોખ થશેતો તારી મૂછોના
વાળ હું ટુપી કહાડીશ, વધારે કાંઇ નહિ. ચાલ હવે ચાલવા માંડ.

**સત્યકી૦**—અરે અરે હરિશ્ચંદ્ર! મારી શું વલે? અરે તમે ડુંગરાઓ!
અરે ગફાઓ! ઓ ઝહાડો સમસ્ત! ઓ નદી નાળાંઓ! આ ત્રાસદાએક દે-
ખાવ જોઇને તમે કેમ તમારી સહજ સ્થીતિમાં છો? ઓ પૃથવી માત! પેલી
પતિવ્રતા દેવી તારામતી, આ ભૂમિની રાણી ચાથરેહાલ સ્થીતિએ કાદવ ક-
ચરામાં ચાલેછે તેમને શું હવે તજી દેવાં જોઇએ? મહારાજ તું કયાં જાયછે!

**હરિ૦**—સત્યકીર્તિ સર્વે મને છોડી ગયાં ત્યારે તું આવડોબધો અ-
હિયાં સાનો શું કરવાને થાયછે? જ્યારે કોઇનો મિત્ર મરી જાયછે ત્યારે તેની
પછવાડે તેણે પણ મરી જવું જોઇયે એમ તું ધારેછે?

**સત્યકી૦**—માસ રાજા, મારા છત્ર, મારા માથાના મુકુટ, મારૂં ધન્ય,
મારૂં પુન્ય, તું મારો એકલો સર્વસ્વ છે. તેં કરારમાં મને પણ વિશ્વામિત્રને
વેચ્યોછે એમ તું શું ગણેછે? ના હું તારા એકલાનોજ કાચા સુતરના તાંતથી
બંધાયલો દાસછું. મારા જીવનું જોખમ થાયતો ભલે, ઇંદ્રનું વજ
મારા ઉપર તૂટી પડતો ભલે, મને જોઇએતો આગના ઢગલામાં નાખી દ્યો, ધા-
ટકી વિશ્વામિત્ર મને નઠારામાં નઠારો શાપ દઇને દુખી કરે—મારૂં જે થવા-
નું હોય તે થાય પણ હુંતો પાછો જવાનો નથી.

**હરિ૦**—પ્રધાન; મારા શાણા પ્રધાન, તું શું મારી વ્યાકૂળતામાં વધારો
કરવાને ઇચ્છેછે? તારે મારી આગ્ના તોડવી ઘટેછે? તું તારા કુટંબનો ત્યાગ
નહિ કર.

**સત્યકી૦**—અને હું શું તારો મંત્રિ માત્ર સંપતિની વેળાનોજ હતો?
અને હવે વિપતિની વેળા તારો સત્રુ થઇ પડું? હું તારી સેવામાં વળગ્યો
તે શું આવી વેળામા નાખી દેવાને માટે? હું તે તારે મન ત્રાહિત નહિ વારૂં?
અને સ્ત્રી પુત્ર એકલાંજ તને વહાલાં કે? સ્ત્રીનો નાશ થાયતો બીજી મળે,
પુત્ર મરેતો ફરીને મલી શકે, ધન્ય ફરીને આવે, અને આરોગ્યતા પાછી સુ-
ધરે પણ મને હરિશ્ચંદ્ર કયાં મળવાનોછે? રાજા તું મારી સાથ અવિશ્વાસ ક-
રેછે તેના કરતાં આ વડના ઝાડની ડાળીએ ફાંસો ખાઇને મારા દુખીઆરા
જીવતરનો અંત આણું તે બેહેતર. [ફાંસો ખાવા જાયછે.

**હરિ૦**—(અટકાવીને) વહાલા મિત્ર હવે બહુ થયું. તારા ભાગયમાં પણ
હમારી પેઠે દુખ ભોગવવાનું સર્જ્યું હશે. જો તારો નીશ્ચયજ હોયતો ચાલ
હમારી સાથે.

**સત્યકી૦**—(સમજાવીને) મારા મુરબ્બી, જ્યારે આતમાં જાય ત્યારે દેહનો પણ તેનીજ સાથે નાશ થવો જોઇએ, તેમજ જ્યાં જ્યાં રાજા જાય ત્યાં તેના પ્રધાને પણ જવુંજ જોઇએ.

**નક્ષેત્ર**—એ મુરખાઓ હીડો, રાજા કહોના ને પ્રધાન કહોના ? રાજા હોય તે નેતરના ઝપેટા ખાય કે (નેતર લગાવેછે) ચાલો હવે. [બધાને હાંકી જાયછે.

---

## પ્રવેશ ૨ જા.

### ગૌમુદી નદીનો એક કિનારો.

નદીની પેલીપારે સાધુઓ ગાયન ગાતા આવેછે.

### પદ—કાલંગરો.

સગપણ સાચુ સાનું ભાઇ, શું માયાને વળગું રે.
ગરજા ગરજે સઉ મલ્યું છે, અંતે રેહેશે અળગું રે—સગપણ.
ઉંચા ઉંચા મેહલ બનાવી, ફુલ્યા ફુલ્યા ફરવું રે.
એ મંદિરમાં કોણ મહાલશે, તારેતો છે મરવું રે—સગપણ.
બચકે બાંધ્યા વસ્ત્રને વાંધા, ઘણું ઘરેણું ગરવું રે.
પટોળાં તારાં કોણ પેહેરશે, તારેતો છે મરવું રે—સગપણ.
ઘોડા હાથી માલ ખજાના, સુખપાલમાં ફરવું રે.
એમાં જાણો કોણ મહાલશે, તારેતો છે મરવું રે—સગપણ.

[આ ગાયન ગાતાં શાધુઓ નદી ઓલંગી આ પારે આવેછે.
નદીની પેલીપારે હરિશ્ચંદ્ર, સત્યકીર્તિ. તારામતી, રોહિતાશ્વર, નક્ષેત્ર ગાયન થઇ રેહવા પછે આવેછે.
આ પારે સાધુઓ અને પેલીપારે હરિશ્ચંદ્ર, ઇત્યાદીઓ સાંમાંસાંમી ગાયનમાં વાત કરેછે.

### પીલુની ઠુમરી.

**ભેગા આવાજે**—ગોમતીમાત તારે આધારે આવીને પડયાં,
સત્યતા થકી અમ તારા ભક્તીમાન ભીખારી૦ ગોમતી૦
**હરિ૦**— તારામતી પ્રિયા આરામે તું પોઢ આ જગયે,
ચડીછે પ્રવાસે તને થાક સરીરે ભારી.
**તારામતી**— પ્રાણપતી વહાલા બીશોમાં મજ દાશીનીથી,
ચીંતા મને છે વીશે આરોગયતા તમારી.
**હરિ૦**— સંતોશી દીલે બીરાજો આ કિનારે,
**રોહિત**— શીતલ વાયુ વાયછે સુખકારી;
**તારામતી**— નીર્મલ વેહછે પાણી નદીએ તાજાં,

**સત્યકી૦—** બીછાવીશું કિનારે આ રાત્રની પથારી.

**ભેગા અવાજે—**ગોમતીમાત તારે આધારે આવીને પડ્યાં.

સત્યતા થકી અમ તારા ભક્તીમાન ભીખારી૦ ગોમતી૦

**નક્ષેત્ર—** ભીખારીઓ સેના આરોછો તડાકા ઠાલી?

હીંડો અહિંથી, બેઠા સેના? હે લોકો અનાડી.

**તારામતી—** વાટ ચૂકી ભૂલાં પડયાં છિયે ભાઈ,

**હરિ૦—** દૂરભાગ્યને દુખીઆ જુવો નર નારી,

**નક્ષેત્ર—** દુકાળીયા દેવાળીયા માંડો તમે ચાલવા,

**સત્યકી૦—** પહણેના સાધુઓને પુછો વાટ સારી,

**ભેગા આવાજે—**ગોમતીમાત તારે આધારે આવીને પડયાં.

સત્યતા થકી અમ તારા ભક્તીમાન ભીખારી૦ ગોમતી૦

**હરિ૦—** સાધુ ભાઈ—

**૧ સાધુ—** કોણછે રે?

**સત્યકી૦—** રાજા હરિશ્ચંદ્ર મોહોટા,

**તારામતી—** કાશીના પ્રવાસે જાતો.

**નક્ષેત્ર—** દેવાળીઓ નાદારી.

**હરિ૦—** જાત્રાળુછું દુખીયો,

**નક્ષેત્ર—** ને હું તોછું બહુ ભૂખીઓ.

**બધા શાધુ—** દાન શું દઈશું અમે? ના માનવી સંસારી.

**તારામતી—** માર્ગ—

**હરિ૦—** બતાવો અમને,

**રોહિત—** જાવા નગરી કાશી.

**૧ લો શાધુ—** વાટ બહુછે વીકટ અહિંથી,

**બધા સાધુ—** પીડા થાશે ભારી.

**બધા સાધુઓ—**સીધો નથી માર્ગ આ; પણ પોંહોંચી જાશો જલદી.

**હરિ૦**
**તારા૦** } દેવું દેવા લઈશું એ વાટ હોય જોકે અટારી.
**રોહિત૦**

**ભેગા આવાજે—**ગોમતી માત તારે આધારે આવીને પડયાં,

સત્યતા થકી અમ તારા ભકતીમાન ભીખારી૦

[સાધુઓ જાયછે.

**સત્યકી૦—**ચાલ ભાઈ નક્ષેત્ર તું જરા નિરાંત વાળીને બેસ હું આ પાસેના જંગલમાં જઈને કાંઈ કંદમોર, ફળ, ભાજી પાલો, જઈને લઈ આવુંછું.

[તે જાયછે.

**નક્ષેત્ર**—બોલ હરિશ્ચંદ્ર છેવટે તું જૂઠું બોલ્યો કે નહિ? તારૂં મોત આણવાને તેં દેવતાઓને પ્રાર્થના કરી અને જમને જાચ્યો તેમ છતાં હુંતો તને જીવતો દેખું છું તારે તું જૂઠો પડયો કે નહિ? રેતીનું રણ વીંટાવ્યા પછી સાપ, વિંછુ અને ઝેરી પ્રાણીઓના વનમાં આપણે જઈ પોહોંચ્યા તારે તું તારૂં મોત નજદીક ગણતો હતો પણ તું જીવતો છે તો હવે જૂઠો થયો કેની?

**હરિ૦**—કદાપીને હું ખરેખરો મુવો નથી તોપણ મુવા જેવોતો થયો છું.

[પ્રધાન ફળ લઈ આવેછે.

પવિત્ર બ્રાહ્મણ આમાંથી તારી નજરમા આવે તે ખાઈને તું તારી મેળે તારી ભૂખને શાન્ત કર.

**નક્ષેત્ર**—ગાંડા માણસો તમે મને જંગલનું જનાવર ધારોછો કે શું જે હું આવો ઘાસ પાલો ખાઉં? નહિ નહિ; મારેતો સારા પકાવેલા ચોખા, ખડી જેવું દૂધ, અને ગળયું ગળયું મધ જોઈએ. હું છપ્પન મસાલાની ખરશી ખાનારો તે શું આ ભાજી ખાઉં? હું ગગન ગાંઠીયા અને ચુર્માના લાડું ખાનારો તે શું આ ઘાસ જેવી તરકારી ખાઉં? હું પાંચ પાંચ સેરનો એકેકો પેંડો થાળી ભરીને ખાનારો તે શું આ મૂળા અને પાલાપર ગુજારો કરૂં? ના ના મારે માટેતો હસ્તીનાપૂરનો હલવો આલો, આયોધ્યાની ખરશી આલો, મથુરાના પેંડા આલો, અને ખંભાતની સુતરફેણી મંગાવો, નહિતો તમારો જીવ લઈશ.

**રોહિત૦**—અરે એ કંદમૂળ ન ખાયતો મને આલો. એને માટે કોરડા વણીને તેના ગગન ગાંઠીયા અને લોઢાંને તાતવીને ડામના લાડવા એના દીલપર ઉડાડો.

**નક્ષેત્ર**--બંધ કર તારી જીભડી, નહિતો એજ ગાંઠીયા અને એજ લાડવા પેહેલાં હું તને આલીશ. કેમ એ હરિશ્ચંદ્ર, મારી ચરખી તણાઈ ચાલીછે અને તું કહેછે શું? મારી ચરખી જો નવટાંક ભાર ઓછી થશેતો ખાંડી ખાંડી સોનું તારા દેવામાં વધારી દઈશ.

**તારામતી**—પવિત્ર માણસ તું આવો દયાહિણ કેમ થયોછે? તું જાણતો નથી કે મનુષ્ય પ્રાણીના રેહઠાણથી આટલેબધે આંહી એક ઉજડ વેરાંણમા હમારો કાંઈ ઉપાય રહયો નથી! ઓ નમેહરા! તું ભાઈ કે બેન વિનાનો છે કે અમારી સાથે આટલાબધા કઠોરપણાથી વર્તેછે?

**નક્ષેત્ર**—દુશ્ટા જવા દે તારી લવારી. સ્ત્રીઓ સદા પુરૂશોની ઘાતક છે. જા, મારે કશુંએ જોઈતું નથી. હું તો હવે આ સુતો મરવાને.

[સુએછે અને પડયો પડયો ખાયછે.

[બીજાંઓ જમતાં જમતાં આશાએસ લેછે.

**નક્ષત્ર**—(ખાતાં ખાતાં) એ પાપીઓ કેમ હયાંજ પડી રેહવુંછે કે શું ? ફગારા હરિશ્ચંદ્ર તારી કાશી જવાની કબૂલાત કયાંછે ? ચાલ, ઉઠ વેહલો અને ચાલવા માંડ. '

**હરિ૦**—પુજ્ય મહારાજ જરા થોભો. આ પ્રવાહની પાર ઉતરવાની કોણી હીમ્મત ચાલે ? હમણા જારે એ પ્રવાહમાંનુ પાણી ઉતરી જશે તારે આપણે પેલીપાર જઇશું.

**નક્ષત્ર**—ઓ ઉંધી બુદ્ધિના ભીખારીઓ, આમ કરીને તમે મને સપડાવાની પેરવી કરોછો. કેમ હરિશ્ચંદ્ર ચાલેછે કે નહિ ? ગોમતી નદીના પાણી અહિયાં ઓછાં તે કયારે હોયછે ? પેલી કોરેથી શાધુ લોકો નદી ઓળંગી ચાલી ગયા તે જોતો નથી ? ઝોહકાવ નદીમા; મરવું હશેતો તું પેહેલો મરીશ અને અમે અહિયાંજ રહીશું.

**હરિ૦**—જલદી કાશીએ પોહોંચવાની તારા કરતાં મારે વધારે ફીકર છે માટે હું આ નદીમા ઉતરૂં છું. મારાં વાહાલાંઓ તમે મારી પૂંઠે ચાલી આવો દેવતાઓ આપણી સંભાળ લેશે.

**નક્ષત્ર**—અલયા ઉભો રહે. તારે માટે પાણીમા શું હું ભીંજાઉં કે ? તમો ભીખારીઓનું અંગ ગલીચ હોવાથી તે ધોવાઇને સાફ થશે, પણ મારા પવિત્ર શરીરને સામું ગંદું પાણી અને કાળો કાદવ મેલું કરશે. તમે કંગાલોનાં લુગડાં હલકાં હોવાથી તે ભીંજાવવાની ફિકર નથી, પણ મારા કીમતી પોશાકને પાણી લાગવાથી હાણી પોહોંચશે. માટે મને તમારી ખાંધ ઉપર લો.

[તેની કેડપર બેસવા તજવીજ કરેછે;

**સત્યકી૦**—એ નક્ષત્ર આ પ્રમાણે અમારા રાજાને સતાવ નહિ. તારો ભાર એમનાથી કેમ ખમાય ?

**નક્ષત્ર**—ચૂપ મૂર્ખા, મારો ભાર કયાં છે ? હુંતો માત્ર ચામડું અને માંશનો બનેલોછું ને રૂના લુગડાં પેહરેલાંછે ને તમારા લોકના ભૂખમરાથી પેટ પણ ખાલી છે. મારા શરીરમાંતો હલકી હવા ભરેલીછે માટે મને મારા દેવાદારની ખાંધે ચઠી બેસવાને અટકાવીશ નહિ, ઉંચક મને ઉંચક. જો ચાલુંછુંતો પગને સરદી લાગેછે. જો બેસી જાઉંછું તો પીઠ તપી આવેછે. તારે બીજાને પગે ચાલવું અને બીજાની પીઠે બેસવું એજ મારો ઉપાય છે.

[હરિશ્ચંદ્ર તેને ખાંધપર બેસાડેછે ને બધાં નદીને પેલેપાર જાયછે.

**નક્ષત્ર**—હાશાસ—આ પાણીમાં ઉતરવા પછે કેવી મેહેનત કબુલ્યિઆ હરિશ્ચંદ્ર તને લેવી પડીછે ? ફૂટેલા મગજના એક લગાર જેટલું જૂઠું બોલની જે મારા મૂલ્યવાન જીવ આ વીપત્તિમાં નાખવાની પછી કશી અગત રેહ નહિ. કેહેની ભાઈ બોલની ? એક નાના સરખા જૂઠા માટે તારૂં શું જાયછે.

**હરિ૦**—તું હવે ક્ષમા કર. ચાલ આપણ ઉતાવળા જઇએ.

[તેઓ ચાલવા માંડેછે અને અંધારિ રાત્રે પડેછે.

**સત્યકી૦**—મહારાજ બહુ અસુર થઈ ગયુંછે. રાત અંધારી પડી ગઇછે, માથા ઉપર એક તારો ચળકતો નથી. મનેતો લાગેછે કે આપણે આડે માર્ગે ચઢી ગયા છિયે.

**રોહીત**—અરે પણ પણે જુઓ. વેગળું, વેગળું, પેલું કંઇક ભડકા થાયછે ને હોલવાઇ જાયછે. ઉભી રહે માતા ઉભી રહે એતો કાંઇ સામેજ આવેછે.

**સત્યકી૦**—ઓ હો મહારાજ આપણેતો ભૂતના સ્થાનમાં આવી પડયા છિયે. [ભૂતાવળી અને ભૂત આવેછે.

**નક્ષેત્ર**—અરે આ શું બીહામણું! હરિશ્ચંદ્ર આ નાનું થાયછે અને વળી મોટું થાયછે. આ ભભૂકા લઈ ઉઠેછે અને ઓલવાઈ જાયછે એ કેવું ભૂતાળું. અરે! આ ભૂત મારા સામે તાકી રયોછે. ઓહ (હરિશ્ચંદ્રને) મહારાજ માહાવિદવાન હરિશ્ચંદ્ર, હે જગતના રક્ષણહાર આ વેળા મારૂં રક્ષણ કર. હું સોનું બોનું કાંઈ તારી પાસે માગતો નથી.

**હરિ૦**—નક્ષેત્રર ધભરાઇસ નહિ. આવીજા અમારી વચ્ચે.

**ભૂત**—માનવી, નાનકડા માનવી, મનુશ્ય જંતુ; તમારી વચ્ચે પેલો બ્રાહ્મણ છે તે વિના તમે સંધાં આજની રાતના મારાં ભક્ષ છો.

**હરિ૦**—પીસાચ, આ પવિત્ર બ્રાહ્મણને તેં બાતલ કર્યો તેથી મારી ખાતરી થાયછે કે તું કાંઈ ખોટું કરનાર નથી. જે દેહ—ધારણ થાયછે, તેજ દેહ પાછો નાશ પામેછે. જો મોત અમને હમણાં ઉગાડેતો જાંણવું કે તે કોઈ બીજીવારને માટે અમને સંઘરી રાખેછે. ભલા અને માયાળુ પીસાચ અમો સર્વનો ભેગો નાશ કરી નાખ. અમારા હાલના હીણભાગય કરતાં મોત સુભાગ્યછે.

**નક્ષેત્ર**—હરિશ્ચંદ્ર, હરિશ્ચંદ્ર તું આ પ્રમાણે જીવ આપી મને તજી દે તેના પેહેલાં એ પીસાચની સાથે કરાર કરી લે કે તારા મુવા બાદ તે મને કંઇ અડચણ કરે નહિ.

**હરિ૦**—ભાઈ તારે બીહિવાનું કાંઈ કારણ નથી, તું બ્રાહ્મણ છે એટલે તારી મેળે શુખરૂપ રહેવાનો.

**ભૂતડી**—(ભૂતને) નાયક, ભૂતાવળીઓને બ્રાહ્મણ કે ક્ષત્રી વચે શું તફાવત છે? બ્રાહ્મણના દીકરાનેતો પેહેલાં ખાવો જોઇયે, કાંકે પ્રુથવી ઉપર બ્રાહ્મણ ગામનાં ગામ ખાઈ જાયછે. બ્રાહ્મણ બહુ મૂખવાસ કરેછે, બહુ મિઠાં પકવાનો ખાયછે, સરીરને બહુ સુગંધો લગાડેછે, માટે હુંતો પેહેલાં બ્રાહ્મણને ખાવાની. આ સામે ઉભેલો બ્રાહ્મણ બહુ ખાઈખાઈને ચરબદાર બન્યોછે, એના પેટ પર ખાંડના પડ બંધાયાછે, એના ગાલ પર પેંડા પ્રગટ થઈ નીકળ્યાછે, એની આંખોમાં જલેબીના ઘીના ચીકાશ ચલકેછે, માટે મારેતો પેહલાં એનું કાળજું કરડીને એના ઓજડાંમાં ભરેલો હસ્તિનાપૂરનો હલવો અને અયોધ્યાની બરફી એક લુમકામાં ખાઈ જવું છે.

**નક્ષેત્ર**—અરે મામી મામી! હુંતો બે દિવસનો ભૂખ્યો છું અને ભાજી પાલા શિવાય બીજું કાંઈ મારા પેટમાં નથી.

**ભૂત**—પણ તેએ તારા ખાધેલા લાડવા અને દૂધપાક હજી તારા પેટમાં બહુ ભરેલાછે. મારી નાની ભૂતડીએ મરજી કરી તે પાર પાડવી જોઇએ. હરિશ્ચંદ્ર, એ જંગલી ભૂંડના જેવો ઠીક રાતો માતો જણાયછે માટે એ એકલો અમને આપી દેઓ ને તમે ચાલતા થાયો.

**રોહીત૦**—ઠીક ઠીક, પિતાજી આ પાપને પતાવાને હવે વીલમ ન જોઇએ. ભાઈ નક્ષત્ર, હવે તને ખડી જેવું દુધ અને ગળપુંઆળયું મધ ભાવેછે કે? બાપા એને છેલ્લી ઘડીએ મોજ કરાવી લો.

**નક્ષેત્ર**—(ખુબ ધ્રૂજીને) અરે દેવતાઓ! અરે હરિશ્ચંદ્ર! તું ચક્રવતી રાજા છે, આ વેળા મને સાહ્ય થા, મારૂં રક્ષણ કર, ઓ! મારૂં રક્ષણ કર. હું હવે સોના માટે તને કદી પણ પજવવાનો નથી અને હવેથી ઘણીજ સબૂરાઈથી હું તારી સાથે ચાલીશ.

**હરિ૦**—ભાઈ તારો વાંકો વાળ થવાનો નથી. તું શાન્ત ઉભો રેહ.

**નક્ષેત્ર**—અરે ત્યારે મને તારા પડખામાં છૂપાઈ જવા દે.

[વળગી પડેછે.

**હરિ૦**—ભૂતપતિ અમારાથી એને આપી દેવાય નહિ, અમેજ માત્ર તારા બળીદાન છિયે.

**રોહીત૦**—માતા, પિતાજીની એવીતે શી ભલમનસાઇ કે શત્રુને આ વખતે જીવાડેછે? નાયક; ઓ ભૂતપતિ! આ રહ્યો નક્ષત્ર; અહિયાં ભરાયલોછે. તમે માહાપ્રતાપી ભૂખ્યા હશો માટે એને અહિયાંથી લઇ જાઓ.

[નક્ષત્રની પછવાડે ભૂત દોડેછે, તે નાસતો ફરેછે અને બચાને આશરે જાયછે. તેવામા વિશ્વામિત્ર આવેછે, ભૂતો ચીસ પાડી જતા રેહેછે.

**હરિ૦**—રાજરૂષિ હું તમને પ્રણામ કરૂં છું. આપને આ ઠેકાણે કેમ પધારવું પડયું? પ્રજાએ રાજ્યની સામે બંડ મચાવ્યું કે શું? મને આપ શી આજ્ઞા ફરમાવોછો?

**વિશ્વા૦**—બાળી નાખ તારૂં નામ મૂઢ, મૂર્ખ દુષ્ટ તારા રાજ્યનું જૂસરૂં મારી ખાંધ ઉપર ઓળવી હવે હું મારી પુજાપાત્ર વધારે વખત વિસારીશ નહિ. જા તું તારૂં રાજ્ય સંભાળી લે.

**હરિ૦**—રૂષિ મહારાજ હવેતો અયોધ્યાના ખરા અધીપતિ આપજછો.

**વિશ્વા૦**—હજી હઠ છોડવી નથી કે? અનુભવ થયો છતાં તારા જડ મન ઉપર કાંઇ અસર થતી નથી કે? તારા ભાગ્યમાં દુખના બરસદા પાડવાજ સરજેલાછે કે? નહિ—હરિશ્ચંદ્ર દાહ્યો થા. તારા પ્રેમાગ્નિથી બળી જતી પેલી બે કુમારીકા ઉપર જરા દયા આણ. તું શું સ્ત્રીઓનો કાળછે? તેમને તારા

જનાનામાં રાખી લે અથવા એમ નહિતો એક નાનું સરખું જૂઠું બોલ—એટલુંજ કહે કે તમારૂં સોનું મારે દેવું નથી કે, પછે લાગલોજ હું તને તારા રાજ્યાસન ઉપર પાછો બેસાડી દઉં.

**હરિ૦**—મહારાજ એવું કામ કરવાનું હું કદી પણ માન્ય કરવાનો નથી આપના સેવકને હવે ક્ષમા કરો.

**વિશ્વા૦**—અલ્યા ગાંડા માણસ તું શું એમ ધારેછે કે કાશીમાં તારી વાટ જોતું કોઈ બેસી રહ્યુંછે અને જેવો તું ત્યાં જઈશ તેવો લાગલોજ તને ધનનો ઢગલો આપી દેશે? જા ફોડ તારૂં કપાળ. (હરૂથી) નક્ષત્ર આમ આવ; કેમ તુંને કઈ મારા આપનો સ્વાદ જોઈએછે કે? હજી તારા કેદી પાસ જૂઠું કેમ ન બોલાવી શકયો? તું તેના ઉપર મેહર કરેછે નહિ? આળસું ખંધા તું તારી મોજને માટે મારૂં કામ બગાડેછે. હરિશ્ચંદ્ર ઉપર હજી પૂરતો જુલમ કાં નથી પાડતો? સાંભળ. હજી પણ તને ક્ષમા કરૂંછું. તારાથી બને એટલાં એના પર દેહ કષ્ટ પાડ અને કાંઈ પણ રીતે એના પાસ જૂઠું બોલાવાને બનતા સખત ઉપાય લેજે. [જાયછે.

[ગાજવીજ, તોફાન, વા વાજોડું થાયછે. બહુ અંધારૂં દેખાયછે.

**નક્ષેત્ર**—અરે આનો છેડો તે કેમ આવવાનો? દેવાદાર, તારામતી, છોકરા તમો સંધા કહાં છો? એ આ અંધારૂં પડયુંછે કે હું આંધલો થયોછું? ઓ હો હો તમો લોક દેખાતાં કેમ નથી?

**હરિ૦**—અરે ઇશ્વર આ શી વળી નવી પીડા આણીછે? મારી વહાલી તારા, મારા આયુષમાંન રોહીત તમો કહાંછો?

**તારામતી**—મનેતો કાંઇએ દીસતું નથી.

[ગોથાં મારેછે અને હરિશ્ચંદ્રને વળગી પડેછે.

**રોહીત૦**—અરે પણ પિતા મનેએ નથી દેખાતું. [ગોતેછે.

**સત્યકી૦**—અરે એતો હું છું કુમાર આવ મને ભેટ. [બંને ભેટેછે.

**હરિ૦**—તારામતી તું મારો હાથ ઝાલ અને આપણુ સાથે ફંફોશીશુંતો આપણા ભલા સોબતી દ્રષ્ટીએ નહિ તો ચેતન શકિતએ ચેતીને તેમને મળીશું.

**સત્યકી૦**—હું પણ તેમજ કરૂંછું મહારાજ, રોહીત, કુવર તું મારો પડખો ના છોડીશ. [બંને જોડીઓ એકેકને ગોતીને વળગી પડેછે.

**હરિ૦**—એ કોણ? ઓ સત્યકીર્ત્તિ, રોહીત, આવો હવે સાથેજ રહેજો હો.

**નક્ષેત્ર**—(ચાલતાં ચાલતાં) અરે પણ મને લ્યોને—હું કહાં છું? હરિશ્ચંદ્ર તું કહાં છે? કેમ અલ્યા સોટીઓ ખાવીછે કે? મને સાથે લ્યોને (ગોતેછે અને ઝાડો સાથ અથડી પડેછે) હે હવે પકડાયો (એક ઝાડને પકડી) ઓહો આતો ઝાડ છે. અરે મારૂં માંથું ફૂટી ગયું રે બાપ.

**હરિ૦**—નક્ષેત્ર, આણી મેર આવ.

**નક્ષેત્ર**—(પકડી પાડીને) પણ હરિશ્ચંદ્ર હવે મારો શું રસ્તો. દેવાદાર તરીકે તમે લોક આ દુખો સહન કરો પણ હું એક નિરપરાધી બ્રાહ્મણ શા માટે સહન કરૂં? હરિશ્ચંદ્ર મૂકી દે આમ મારૂં સોનું હવે હું વધારેવાર થોભવાનો નથી. મારૂં સોનું લીધા વિના હું આગળ એક ડગલું ભરવાનો નથી—એક તસું પણ નહિ.

**રોહીત૦**—અરે જૂઠા તું તો સોનું માંગવાનોજ નહિ હતો ને હવે કેમ? ભૂત આવ્યા ત્યારે તું સોનું પણ ના પાડતો હતો.

**તારામતી**—પુત્ર આપણા માંગનાર સાથ એમ તોછડાઈથી વાત ન કરીએ.

**હરિ૦**—ભાઈ મારે તારૂં સોનું આપવું અઇં, પણ કાશી જવાની બોલી છે અને કાશી જતાંજ આ પીડાઓ નડેછે તેમાં મારો શો અપરાધ?

**નક્ષેત્ર**—પણ ત્યારે દેવું ના પાડ, નામુકેર જાની, આપવાનું મળે નહિ ને અમસથો દમ મારેછે. ચાલ હે દેવાલીઆ હવે શું કહેછે—મારે લીધે દરએક પીડામાંથી તું છુટી જાયછે અને મને સપડાવેછે. જો હું નહિ હોતતો ભૂતો આગળ તમો બધાંનું કાટલું નીકલી ગયું હોત. જુવો મારાથી ડરીને ભૂતો કેવા અલોપ થઇ ગયાં.

**રોહીત૦**—એ કયાં મરેછે કયાં?

**હરિ૦**—જરા ધીરજ રાખ. જો સામે અજવાળું પડવા માંડયુંછે હવે આપણને રસ્તો મળશે.

**રોહીત૦**—અરે પણ આતો સામે આગના ભભૂકા લાગ્યાછે.

[મોટી આગ લાગેછે.

**નક્ષેત્ર**—અરે મારા બાપ આતો જંગલ સળગી ઉઠયું છે, જબરો પવન વાઇને અગ્નિના ભડકાને આકાશ સૂધી પોંહોંચાડેછે અને ચારે દિશામાં તેનો ફેલાવ કરી મૂકેછે. અરે આપણ બધાં સપડાઈ ગયાં. હરિશ્ચંદ્ર તમે બધાં બળી મરો પણ હું ઉગરૂં એમ કરો.

**હરિ૦**—જો આપણામાંથી કોઇનું બળીદાન આપવામાં આવેતો હમણાં અગ્નિ દેવતા શાંત પડે.

**રોહીત૦**—અરે તારે નક્ષેત્રને નાખો ને એનો ભોગ આપો.

**હરિ૦**—ના—આપણામાં મોતને પાત્ર હુંજ છું માટે બળીદાન થઇને હોમાઉંછું. પ્રધાન આ બ્રાહ્મણને અને મારા કુટુંબને તારા સ્વાધીનમાં લે.

**સત્યકી૦**—અહો માહારાજ જો તું જીવતો રહીશતો જગતનું કલ્યાણ થશે, વળી વિશ્વામિત્રનું દેવું વળાશે. મારૂં જીવતર કશા કામનું નથી, મને મને મરવા દે અને મારા રાજાને બચાવાનું મને માન લેવા દે.

**હરિ૦**—એમ થાય નહિ, આ આગમાં મને પડવા દે. તારામતી, રોહીતાશ્વ આ જગતનો આપણો સહવાસ હવે બંધ થાયછે. સર્વ શક્તિમાન પરમેશ્વર તમારૂં રક્ષણ કરો.

**તારામતી**—હે આર્ય પુત્ર ! તું શું કરેછે ? તું સારીપેઠે જાણેછે કે પતિની પછવાડે સ્ત્રીએ જીવવું નહિ જોઇએ, કેમકે જેના જીવ વડે તે જીવેછે તેના ગયા પછે તે જીવતર નકામું છે. જ્યારે જંગલી પારધી જંગલના એક પક્ષી સરખાને હણેછે ત્યારે તેની અરધાંગના પ્રેમ વીના ઝુરી ઝુરીને મરણ પામેછે. મારા સીર છત્ર તારી તુચ્છ સ્ત્રીને હવે હોમાવા દે !

**રોહીત૦**—પિતા, માતા જ્યારે તમે મરવાનો નીશચ્ચય કરયોછે ત્યારે પછે મારે શી વજે થવાની ? તમારા પ્રેમનો હું કેટલો પાત્ર છું, તે દેહે આપીને મને દેખાડવા દો ! અરે ! મને હોમાવા દો !

**તારામતી**—મારા કુળ દિપક દીકરા, આટલુંબધું ડહાપણ તને વીપતિએ શીખવ્યું ? મારા પ્રાણ, અગ્નિ દેવતાને બળીદાન આપવાને મેં તને ઉછેર્યો નથી, માટે તારી માંનેજ મરવા દે. (હરિશ્ચંદ્ર તેને પકડેછે) ના મારા પ્રાણપતિ મને અટકાવ નહિ. (તેનો હાથ છોડવી દૂર જાય) અહો અગ્નિ દેવતા ! કદી પણ મેં કે મારા પતિએ કોઇને દુભાવ્યું હોય કે તેમની મતા લઇ લેવાને લોભ કર્યો હોય; અમે કદી પણ કોઈ ડાહ્યાનો, મહાનનો, ભલાનો, વૃધનો કે ગરીબનો ધીકાર કર્યો હોય; અમે કોઈ દિવસ પણ અતીથી પ્રતીયનો, અમારા મિત્રો, પ્રતયેનો કે અમારાં સગાં વહાલાં પ્રતયેનો ધર્મ ચૂક્યાં હોઇએ; અમે કદી અમારા ગુરૂની અવગ્ના કરી હોય; અમે કદી પણ અધર્મી કે અન્યાઇ થયાં હોઇએ, કદીએ પણ ધાતકી કે ઉધ્ધત થયાં હોઇએ અથવા જૂઠાં પડયાં હોઇએ તો હે સત્ય અગ્નિ દેવતા મને ઉગારશો નહિ. તારૂં બળીદાન ગણીને મને બાળીને ભસ્મ કરી નાખજે, પણ હું પ્રાર્થના કરીને કહું છું કે મારા પતિને, મારા પુત્રને કે મારા સુભેચ્છકોને પીડા કરીશ નહિ.

[બળતાંમાં પડીને ગુમ થાયછે.

**રોહિત૦**—અહો માતા ! મારી વાહાલી માં તું કયાં જતી રહી ?

[બળતાંમાં પડીને ગુમ થાયછે,

**હરિ૦**—અરે ! ત્યારે મારે આ જગતમાં રહેવાનું શું પ્રયોજન રહયું ? હું પણ આવતી દુનીયાંમાં તમારો સંગાથ કરૂં છું.

[બળતાંમાં પડીને ગુમ થાયછે.

**સત્યકી૦**—અગ્નિ હું પણ તારૂં બળીદાન છું. અહો દેવતાઓ ! હરિશ્ચંદ્ર જ્યાં ગયો હોય ત્યાં એની પછવાડે જવાની મને આગ્ના આપો.

[બળતાંમાં પડીને ગુમ થાયછે.

**નક્ષેત્ર**—હે ઠગારાઓ, ચોરો, ગુલામો, કેદીઓ મ્હારા કબજામાંથી એક પછી એક કેવા નહાઠા છે, પણ ચિંત્યા નહિ; આ હું આવ્યો તમને ઝાલવાને.

[બળતામાં પડેછે. બળતું હોલવાઇ જાયછે અને પાંચે જણ બળતાની પેલી પાર નજરે પડેછે. તેઓ એકેકને ભેટેછે.

**હરિ૦**—આ હા ! એકવાર પાછો આપણા સત્યએ આપણો છૂટકારો કીધો.

**નક્ષેત્ર**—પણ તે કોણથી ! હું પડયો ને બળતું હોળવાઈ ગયું. એકવાર ફરી મેં તમને મરણના પંજામાંથી ઉગાર્યાં, પણ હે દેવાદાર હવે શું કહેછે ?

**હરિ૦**—ભાઈ કૃપા કરી હવે થોભ. કાશી નજદીકમાં છે અને તારૂં સોનું ત્વરે તારે સ્વાધીન કરીશ.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### કાશીનો દેખાવ.

નદી કિનારા ઉપર મહાદેવનું એક મંદીર, મંદીરની અંદર રોશની, બારણું, બારણામાંથી દેખાતી મુર્તિ, તથા બ્રાહ્મણો. બીજા ભાગ ઉપર એક ધર્મશાળા. પુજા કરવાને સ્ત્રીઓ આવેલીછે અને એક ગરબી ગાયછે.

### ગરબી.—પીલુ બરવા.

થીર કરીને કોઈ આ ઠામ રે નથી રેહેવાનું,
કરી જો કાંઈ રૂડું કામ રહેશે કેવાનું. થીર કરી૦
સારા સારા વીર ગયા ને ભૂપ ગયો તજી મોજ રે,
જોરાવર જયકારી જગતમાં ફરતી જેની ફોજ. રે નથી૦
જેણે બહુ જર જોડી જગતમાં કર્યા ગુપ્ત ઉપકાર રે,
કંઈ દુખીયાનાં દુખ કાપીઆં તે સંભારે સંસાર. રે નથી૦
કંઈ ગુનવંતા ગયા રાજવંશી સરસ ગયા સરદાર રે,
રાજા રાણા કોઇ રહયા નહી કરી અમલ કરનાર. રે નથી૦

[સ્ત્રીઓ ગરબી ગાઈ રેહેવા પછે પુંજા કરીને જાયછે. હરિશ્ચંદ્ર, તારામતી, રોહીતાશ્વ અને સત્યકીર્તિ ઘણા થાકી ગયલા અને દુઃખો ખમતા આવેછે.

**તારામતી**—મારા સ્વામી મારી જો વિનંતિ સાંભળો તો આ મહાદેવની પ્રાર્થના કરી લઇએ અને એ દયાળું દેવ આપણી આ હઇડીનો કાંઇપણ ઉપાય સુચવશે.

**હરિ૦**—ખરેખર સંકટની વેળાએ પરમેશ્વરજ આપણો તારનાર છે. વિશ્વામિત્રનું ભારે દેવું કેમ વાળીશ તે મને સમજાતું નથી. જાતે ક્ષત્રી હોવાથી ભીખ માગવાનો મારો ધર્મ નથી, માટે ભીખતો મંગાશે નહિ. વળી વેપારથી દેવું આપી શકાય, પણ વેપારને માટે થાપણ જોઇએ તે આપણી પાસે કશીએ નથી. હવેતો મહાદેવ કાંઇ ઉપાય બતાવે તે ખરૂં.

**સત્યકી૦**—મને એજ ઉપાય ભાસેછે. નક્ષેત્ર નદીમાં અંગોળ કરવાને ગયો છે તે આપણને દુઃખ દેવાને પાછો આવે તેટલામાં આપણને પ્રાર્થના કરવાનો સમય છે.

**હરિ૦**—(ગાયછે. સાર્દૂલવિક્રીડિત છંદ.)

મોટા દેવ તું વિશ્વનાથ; વીનવું તારો સદા દાસ જે,
પીડાયો અતી ભાગય માર ખમતાં; આવ્યો તજી વાસ જે.

[નક્ષેત્ર પછવાડેથી આવીને નકલ કરેછે.

**નક્ષેત્ર**—મોટા દેવ તું એ ઠગારાની સર્વ ઠગ વિદ્યા જાણજે,
શીક્ષા એને કરવાનું બળ ને સકિત મુજને તું આણજે.

**હરિ૦**—ખોહયું છે નીજ રાજપાટ સર્વ દેવું થયું હેમનું,
દેવાને દરસાવ માર્ગ સવળો હાવે કરે કેમનું.

**નક્ષેત્ર**—અરે મુંઢ! તું આ શું કરવાને મંડી ગયો છે? આ હરિયાએતો વાટ જોવરાવી જોવરાવી મને વાટી નાખયો. કાશીમાં આપું, કાશીમાં આપું એમ કહીને બૂમો પાડતો હતો ને કાશી આવી તોએ હજી નાની ના. ચોર આવ આમ. જો આ બયડાનો કાંઠો એવડ કરી નાખનાર ચીમટો છે, લે ચાખ એનો સવાદ. [ચીમટો લાગુ કરેછે.

**હરિ૦**—ઓ! અરે! છોડ ભાઈ મને છોડ. મેં સોનું આપવાની તને ના કહી નથી! તું આમ શું કરેછે? ઓહો વિશ્વનાથ! તું આ દેવળમાં વશી રહયો છે તો હવે તારા કંગાલ સેવકનું રક્ષણ કર.

**નક્ષેત્ર**—અલ્યા હરિયા, લાગ હવે ઉંધો વળીને પગે કે પછી કર ગમે તે. તું દગો કરીને અમારૂં સોનું ખાઈ ગયોછે તે મહાદેવ સાક્ષીપેઠે જાંણેછે. શરમ છે જૂઠા, ઠગારા, લાવ મારૂં સોનું મૂકી દે આમ. (મારેછે.) આમ આંવ આ બયડો એવડ કરનાર ચીમટો જરા ઠીલો કરૂં. (એમ કહી માંથું કેડ.સાથ સાંકડી લેયછે.) કેહે હવે વિશ્વામિત્ર તૃપ્ત થાય તહાંસુધી, હવે રેહે આમને આમ સોનું આપતાં લગી.

**રોહીત૦**—માં તું મને કયારની વારી રાખેછે પણ હવે હું તારૂં માનનાર નથી. આ બ્રાહ્મણ મારા પિતાને આમ દુઃખ દે ને હું જોઈ રહું? ના તે નહિ. [નક્ષેત્રને તમાચો એંચી કાહાડેછે.

**નક્ષેત્ર**—મારૂં નાક ભાગી નાખ્યું રે મારા બાપ. (છોકરાને ઉથલાવી નાખી) ચોર, ઠગારા, તમે બધાં એકસંપ કરી મને મારી નાખવાને ધારેછો.

[બધાંને સોટી મારેછે.

**તારામતી**—બેટા રોહીતાસ્વર. એ ભૂખ્યા વાઘ—અરે બ્રાહ્મણ—ને તેં શું કરવાને છેડયો? હું તને એટલાંજ માટે ના કેહેતી હતી કે એનો ગુસો વધે નહિ.

**નક્ષેત્ર**—જોયું આ બાયડી મને વાઘ કહેવા જતી હતી, હા ત્યારે લે હું વાઘ છું. [બધાંને બચકા દેછે ને નખ ભરેછે.

**હરિ૦**—ઓ બ્રહમાં! તેં મને શું કરવાને સરજાવ્યો! આ બધાં દુઃખ પડવા જેવાં મેં શા કૃત્ય કરયાંછે? મારી આંખો આંશુથી ભરાઈ મારા તડફડતા હરદાને ઉછાળેછે.

**નક્ષેત્ર**—અલ્યા હરિશ્ચંદ્ર, પાડ હજી વધારે બુમો. શરમ છે શરમ. એક ક્ષત્રી બચ્ચો થઇને આમ બરાડા પાડેછે અને રડેછે તે તું તારો ક્ષત્રીનો ધર્મ ચૂકયો ના કહેવાય ?

**હરિ૦**—ના નહિ. મને મારા દુઃખથી ઘણું દુઃખ થતું નથી પણ મને દુઃખ થતું જાંણીને લાચાર બની ગયલાં મારાં વાહાલાંને જે દુઃખ થાયછે તે મારાં હરૃદયને બહુ ઉશ્કેરેછે.

**નક્ષેત્ર**—મુંઢ, તું જ્યારે સંપતિવાન હતો ત્યારે હું આમ કરીશ ને હું તેમ કરીશ એમ કહી કહીને ફુલતો હતો, અને હવે જ્યારે વિપતિમાં આવી પડ્યો ત્યારે હવે બોલ્યું અબોલ્યું કરીને છુટી પડેછે ? હા, ખરી વાત. પ્રવાસમાં એનાથી હજાંમત કરાવાઇ નથી તેથી વાળ બહુ વધી ગયાછે, તે રાજાને ઘટે નહિ, માટે લાવ હું એનો હજામ થાઉં. [તેના મચ્છનાં વાળો ટૂપેછે.

**તારામતી**—બ્રાહ્મણ તું મારૂં કેમ માંનતો નથી ? તું મારા ઉપર આટલોબધો નમેહેરો કેમ થાયછે ? હું તંને પ્રાર્થના કરીને કહુંછું કે મારા પ્રાણપતિને તું જવા દે અને તેને બદલે મારા ઉપર દુઃખનો વરસાદ વરસાવી મૂક, પણ મારા વાહાલાને જતો મુક. ( હરિશ્ચંદ્ર દુઃખમાં રડેછે, તેની આગળ દોડી જઇને) આર્ય પુત્ર, મૂર્છાગત થાઓ નહિ, શુદ્ધિમાં આવો, દ્રઢતા રાખો અને એનું દેવું આપવાને મને દાશી તરીકે વેચી નાંખો.

**હરિ૦**—ઓ પ્રાણપ્રિયા ! મારી આંખની કીકિ કરતાં તું મને વધારે વહાલી છે. તું મારો પ્રાંણ છે. તું એમ ધારેછે કે તું જ્યારે મારાથી વીખૂટી પડે અને તને જ્યારે મારાથી ફાડીને જૂદી કરવામાં આવે ત્યારે મારો પ્રાણ મારા ખોળીયામાં રહી શકે ? વળી મારી પોતાની અર્ધાંગ્નાને દાસીની પદવીમાં નીચી પાડી નાખવાની મારામાં હીમતં છે એવો ધાટકી વિચાર તું ધરાવેછે ?

**તારામતી**—સત્ય નિરંતર ચાલતું રહેછે અને જૂઠાંણુ તો છળભેદ છે માટે હું પ્રાર્થના કરીને કહુંછું, અરે ! હું પગે પડીને જાચી લઉંછું કે મને વેચવાની આનાકાની નો કરો. અરે ! હું એક તુચ્છ પ્રાંણી છું તેને વેચો અને તેટલાંથી પૂરૂં થાય નહિ તો મારી સાથે મારા બાળકને વેચીને તમારૂં પન રાખો. મને તમારી ખરી દાસી ગણતા હોવોતો ઓ પ્રાણપતિ મને વેચો.

**નક્ષેત્ર**—હરિશ્ચંદ્ર, એ હરિશ્ચંદ્ર ! હું તે અહિ કયાં લગી ઉભો રહું અને તારૂં રાચતું થવા દઉં ? તારે માટે મારાં ભાગ્યમાં ભૂખ્યાં તરર્યાં મરવાનું લખ્યું છે કે ? કહી દે એકદમ. તું મારૂં સોનું આપવાનો છે કે નથી આપવાનો ?

[તેનો તોટો પીસેછે અને બહુ જૂલમ પાડેછે.

**તારામતી**—મારા સ્વાંમી તમે વાર કરો નહિ. અમને અહિં આગલથી વેચવાનું કામ શરૂ કરો.

**હરિ૦**—મારી પ્રાણપ્રિયા, આ હૃદયભેદક ઉપાય વિના બીજો કશો માર્ગ હવે નથી રહયો. તને અને મારા વાહાલા પુત્રને વેચી નાખીને મારૂં છૂટાપણું મેળવી લેવાનું મારે ભાગ્યે ચોહોંટયું છે (વિલાપ કરીને) મારી પ્રાણપ્રિયા હું તારા અને તારા પુત્રના માંથાં ઉપર લીલું તરણું મૂકું છું કે લોકો જાંણે કે તમને વેચવા કાઢયાંછે. [વિલાપ કરતો તરણાં મૂકેછે અને પોતાની સ્ત્રી તથા પુત્રને લઈ આણીમેર પેલીમેર ફરેછે.

**નક્ષેત્ર**—(નરમ પડી જઇને) દાહાયા માણસ, એક જૂઠું કહેવા કરતાં તારી બાયડીને અને તારા છોકરાને વેચવામાં તું વધારે માન સમજેછે? અલ્યા ફૂટલી બુધ્ધિના માણસ, આ બિચારાં ગરીબ પશુઓને એક ગલીમાંથી બીજી ગલીમાં શું કરવાને ખેંચી જાયછે? તું જાણતો નથી કે એ જો વેચાય એવી વસ્તુઓ હોત તો તારાજ દેશમાંથી કોઇ ખરીદનાર મલી આવ્યો હોત? અરે કોઇ માણસને આ ભૂખાવલાં જનાંવર શા કાંમમાં આવવાનાં હતાં? ખાલી માથાકૂટ કરવી જવા દે, બધી તારી મૂર્ખાઇ ભરેલી આડાઇ જવા દે, અને અકલના ઘરમાં આવીને જરાજેટલું જૂઠું બોલ કે કાંઈ કરતાં તારો છૂટકો થાય.

**હરિ૦**—કૃપા કરીને તું આ પ્રમાણે મને સંતાપ નહિ, ગમેતો મારા શરીરમાંથી બધું લોહી નીચોવી કાહાડ અને એક ટીપું રહેવા દે નહિ, પણ હું જૂઠું બોલનાર નથી. આગમાં ઘી હોમવાથી જેમ વધારે ભડકો થાય તેમ મને તું શરીર દુઃખ દેછે તેમાં તારા તીક્ષણ શબ્દોએ કરીને હજારઘણો વધારો થાયછે. મારાથી ધર્મની અવજ્ઞા થઈ શકવાની નથી—હું કદી પણ જૂઠું બોલવાનો નથી. તારે તારા શોના સંગાથે કામ છે તે તને હમણાં મળશે.

**નક્ષેત્ર**—તારી બાયડીને ને છોકરાને વેચી નાંખ કે કાપી નાંખ, ગમે તે કર, પણ મનેતો મારૂં અબઘડી સોનું આપ. તું શું એમ ધારેછે કે અમારાં લેહેણા ઉપર વ્યાજ ચહડતું નથી? [નગરીઓ આવેછે.

**હરિ૦**—આ પવિત્ર નગરના સદ ગ્રહસ્થો, મારી એક પ્રાર્થના છે તે સાંભળો. મેં મારી સ્ત્રીને અને મારા પુત્રને વેચવા કાઢયાં છે માટે હું તમોને વિનવું છું કે તમે કોઈ એમને લયો, અમારા ઉપર એટલી દયા કરો.

[અગ્નિસેન આવેછે.

**અગ્નિસે**—અરે! હિયાં આ કલાહોર સાંની છે? ગાય વાછડાંને વેચાતું લેવાની આપણને પ્રાર્થના કરવા વાલો કોણ છે? (હરિશ્ચંદ્રને) અરે ભાઈ તે તું કે? તારે શું વેચવાનું છે? જે હોય તે મને જોવા દે.

**હરિ૦**—મારે જે વેચવાનુંછે તે આ મનુષ્ય પ્રાંણીઓ છે. એક છોકરો છે અને એક તેની મા છે. હે દયાલુ! તમે એને વેચાતાં લેશો તો એક ધર્મનું કૃત્ય કર્યું કહેવાશે.

**અગ્નિસે**—મારા વડીએલોએ અને મેં જે જરાજરા કરીને નાંખું એકઠું કર્યુંછે તે આ કંગાળ સ્ત્રી અને દુબળા સરખા છોકરાને બદલે નાખી દેવાને કર્યું છે ? મારા સરખા એક ઘરડા માણસને ઠગવાની તું હીમત ચલાવેછે ?

**હરિ૦**—અહો શુકલ ! વિશ્વામિત્ર રૂપિનું મારે ભારે દેવુંછે. હાથી ઉપર ચઢીને કોઇ માણસ ગોફણનો ગોળો ફેંકે ને તે જેટલો ઉંચો જાય તેટલો ઉંચો સોનાનો ઢગલો એ મારી પાસે યજ્ઞ કરવાને માગેછે અને તેના બદલામાં અમે અમારૂં સર્વસ્વ છોડીને વિશ્વામિત્રનાં માણસ આ નક્ષત્રના તાબામાં કેદ છીએ તે તેને આપોતો આ સ્ત્રી અને છોકરો બંને જણ તમારા સેવકજણ થઇને રહે એવો હું લેખ કરી આપીશ.

**અગ્નિસે**—જારે આટલુંબધું સોનું માહારૂષિના યજ્ઞ સારૂ જોઇએ છે તેથી તારો છુટકારો કરવા એમને લઉંછું.

**હરિ૦**—પવિત્ર બ્રાહ્મણ લ્યો આ લેખ. મારી સ્ત્રી અને મારો પુત્ર આપની સાથે આવેછે.

**તારામતી**—અરેરે ! કૃર ભાગ્ય ! આંધળા દેવતાઓ ! દંપતિના સુખનો આવીજ રીતે અંત આવ્યો ? પીડા પામતો અંગ ભાગ કાપી નાખવાથી વેઠનારને સુખ થાયછે, તેમ મારા પીડીત હરૃદયને કોઇ કાપી નાખો, કોઇ ચીરી નાંખો કે મારા પ્રાણપતિનાથી છૂટાં પડવાનું દુઃખ મને થાય નહિ. ઓ મારા પ્રાણ ! ઓ મારા આચાર ! મારા જીવન ! તમને ફરીને કયારે જોઇશ !

**રોહિત**—ઓ પિતા ! રે મારા પિતા ! તમે મને તરછોડીને ના જાઓ ! હું તમને નહિ જવા દઉં. [હરિશ્ચંદ્રને વળગી પડેછે.

**હરિ૦**—ઓ વિશ્વનાથ ! આ પવિત્ર ક્ષેત્રના રક્ષણહાર શાસ્ત્ર કહેછે કે પરણેતરની ગાંઠ એટલા માટે બંધાયછે કે મનુષ્યોના સુખની વૃધી થાય અને તેમની વૃદ્ધવસ્થામાં તેમના સંતાન તેમને આધારભૂત થઇ પડે. પણ અરે ! મારા વિષે આ નિયમ ઉલટો થઇ પડયો. [રડેછે.

**અગ્નિસે**—અરે માણસો, આવડો કોલાહલ કરી મૂકીને તમે શા માટે વિવાદમાં ઉતરી પડયાં છો ? જ્યારે ઘોડો વેચી દેવામાં આવેછે ત્યારે તે વેચાતો લેનારની મતા થાયછે. એના વેચનારની ઇચ્છા હોયતો ઘાસ પૂરી પાડવાનો લગવો ભલે બાંધે. વીંટાઇ વળવાનો બીજો હક તેને શો રહેછે ? ખસો દૂર ને આપો માર્ગ. બાયડી, છોકરા ચાલો મારી સાથે.

[જબરીથી છૂટા પાડી હાંકીને લઇ જાયછે.

**સત્યકી૦**—દુત નક્ષત્ર, હવે અમને જવાને આજ્ઞા આપ.

**નક્ષેત્ર**—શું તું એમ ધારેછે કે હવે કાંઇ માંગતું રહયું નથી ? હરિશ્ચંદ્ર

તારી સંભાળ રાખવામાં મારે અતીશય સંકટ સોસવાં પડ્યાંછે તો તેનો બદલો મલ્યા વિના હું ખાલી હાથે જાઉં તે ઘટીત કહેવાય કે?

**હરિ૦**—ઠીક ભાઇ, તું પણ તારૂં બાકી રહ્યું હોય તે પૂરૂં કરી લે.

**નક્ષેત્ર**—હું કાંઈ વધારે માંગતો નથી. દસ હજાર મોહોરો મળશેતો હું સંતોષ પામીશ.

**હરિ૦**—બહુ સારૂં. સત્યકીર્તિ, ભારે વરસાદતો વરસી રહયો, પણ હજી નાનું ઝાપટું ચાલતું છે. મારી પાસે મોહોરોતો નથી, હવેતો મારૂં શરીર બાકી રહયું છે. વેચી દે તે અને નક્ષેત્રને તૃપ્ત કર.

**સત્યકી૦**—(રડતો) અરે! આવું મહા પાપ કરવા જતાં મારી જીભ ઉપડે કેમ? મારા રાજાનો હું વેચનાર છું, એવો ઉચ્ચાર આ જીભમાંથી થાય કેમ? ના એમ થાય નહિ. અધીપતિ મને વેચો અને આ દુતનું લેણું આપો.

**હરિ૦**—કર્યાં કર્મનાં ફળ સર્વને ભોગવવાં પડેછે. પ્રધાન, હું તને પ્રાર્થના કરૂં છું કે મને વેહેલો વેચી નાખ.

**નક્ષેત્ર**—સત્યકીર્તિ, આ ઘધેડાને તું સમજાવને જે જરા ડાહ્યો થાય. સત્યથી શું વળવાનું છે તે પૂછની એને. એના મગજમાં એમ ભરાઈ પેઠયું છે કે આવાં ઘેલાપણાં કહાડવાં એજ સ્વર્ગ પોહોચવાનો માર્ગ છે. સત્યએ એને એક સંકટમાંથી તાર્યો છે? અરે! આ રાક્ષી સત્યતા તે કેવી ઘાતકી કેહેવાય વારૂ? ફૂટેલા કપાળના માણસ આમ આવ, હવે આ છેવટની વેળાએ તારી સત્યતા રાક્ષસીને પડતી નાખ અને અસત્ય દેવીની ઉપાસના કર અને એની કૃપા સંપાદન કરી લે. તારૂં કલ્યાણ કરવાને તે તાકીજ રહી છે. અરે! બધા પ્રકારનું સુખ તારા ઉપર વરશાવવાને તે વાટ જોઈ રહી છે. અરે ભલા માણસ! મનમાં ઘચુપચુ શું કરવાને થવા દેછે? આવ મારી પાસે અને હું એકલોજ સાંભળું એમ માત્ર એકજ જૂઠું બોલ, જરા જેટલું જૂઠું, વધારે નહિ અને જોઇ લે પછી તને તારી બાયડી, તારો છોકરો, તારૂં રાજ્ય, તારી પ્રજા અને તારૂં બધુંએ પાછું મલેછે કેની? (હરિશ્ચંદ્ર તેને તરછોડીને ખસી જાયછે.) એમ છે? તારે એક છેલીવારનું મારૂં સાંભળી લે—જો આ સત્યકીર્તિ વેચાય અને તેનું નાણું મને આપવાના કામમાં લાગે એવો ઓરીયો રાખીશ નહિ. જેની પાસે લેણું તે વેચાય તેનોજ પૈસો મારા ખપમાં આવે એમ છે.

**સત્યકી૦**—અરે ભાઈ નક્ષેત્ર તું એમ બોલ નહિ.

**નક્ષેત્ર**—બોલ નહિ, બોલ નહિ શું બકેછે? તારા જેવા વડા પાપીના વેચાણથી ઉપજેલું નાણું મારે નહિ જોઇએ, ના મારે ખપે નહિ. કીહો ઘવેડો તારા દશ હજાર મોહોરો આપવાનો હતો? કોઈ ફૂટી બદામ ના આપે બદામ.

**હરિ૦**—સત્યકીર્તિ તું વધારેવાર કર નહિ. મારા માથાં ઉપર તરણું મૂકી મને વેચવા માંડ.

**સત્યકી૦**—(તરણું મૂકી) કાશીના રહેવાસીઓ, આવો અહિં આવો. તમે તમારૂં ખાવાનું તજો, તમે તમારૂં પીવાનું તજો ને અહિં આવો. (ટોળું એકઠું થાયછે.) જાંણો કે આ માણસ એક પદભ્રષ્ટ થયલો રાજા છે. ક્રૂર ભાગ્ય કેવો ફેરફાર કરેછે તે જોવું હોયતો એને જુવો અને જાંણો કે વિશ્વામિત્રનું બળીદાન થઈ પડેલો છે. ભાઇઓ એણે દેવું વાળવાને પોતાની સ્ત્રીને અને પુત્રને વેચી નાખ્યાં છે અને હમણાં એ પોતે દાસ થવાને વેચાવા સારૂં તૈયાર થયો છે. દયાવંત જણો, ધર્માત્મા થાઓ, દસ હજાર મોહોરો આપો અને આ રાજાને વેચાતો લ્યો.

[કાલસેન આવેછે, લોકો હડ હડ કરેછે.

**કાલસેન**—હા—હું કારહેન, કારહેન કહેવાઉં, અને વળી અમે કની તે હા માબાપ તમારાં ઢેડાં, ને હું કની ઢેડાંના મૂછીમાં ખપું. પણ તેમાં તે મોટી શી વાત? વાહીટ રૂષિએ ઢેઈડી હાતે હગાઇ કીધીતી તો, હાંયકે બાપજી. પેલો હકંધ, શીવ પાર્વતીનો સોરો, ઈંણે અમારા ઢેડની સોરી હાતે શેડા ગાંઠયું સ્યાં નોતું કીધું? પેલો મોટો તીરૂવલેવર કોણ હુતો જે? ઢેડતો, હાય કે માબાપ. બળચીયાનું માંહતો ખાઉં તેમાં હું થઈ જયું જે? આ દુનિયામાં બધાંનો શેલવેરકો હગો તો હુંતો, અને વળી હગોતો હગો પણ શેલવેરકો વેરી, હાંયકે માબાપ. હું એમને ફૂંચી મૂકું કની તાણે આંકો આચીએ જાય. પણ હાય કે આ બધી બૂમાબૂમ સ્યાંથી નિકજે? હાય કે માબાપ આને વેચો કે? હું એ મોટા માણહની માગણી કરવા દો તો કરૂં.

**હરિ૦**—આ માણસ મને રાખવાને તૈયાર જણાયછે.

**સત્યકી૦**—ત્યારે શું એક રાજાએ ઢેડના દાસજણ થવું? શું કરીએ ઉપાય નહિ. મોટા છે તે વિપતિમાં પણ મોટાજ છે. ધોળા શંખને બાળે તોએપણ તેની રાખ ધોળીજ થશે. તેજખી મોતીના કણ ચીકણી સીપમાં માત્ર ઢભાઈ રહેછે.

**કાલસેન**—હાંય કે બાપજી, મેં માઠું તો લગાડ્યું નથી? જો એમ થયું હોય તો મને જવા દેજો.

**હરિ૦**—ના ભાઈ એમ કાંઈ નથી, તમે અમારા મિત્ર છો. આ નક્ષેત્ર દુતને દસ હજાર મોહોરો આપો એટલે હું તમારો દાસ થઈને રહીશ.

**કાલસેન**—મારી ને મારી ધણીયાંણીની હારીપેઠે ચાકરી કરો ને અમારા એનાં કહયામાં રહો તાંણે તો હું એટલું નાણું કાઠી નાખું.

**હરિ૦**—સર્વ પ્રકારે તમને શંતોશ વળે એવી રીતે તમારી ચાકરી કરવાને હું બંધાઉંછું. સત્યકીર્તિ વગર ઠીલ કરવે લખત તૈયાર કરો.

**કલસેન**—(એક હાલ્લું લાવી આપીને) લ્યો કે બાપજી, આ હાલ્લાંમાં દહ હજાર મોહોરો સે. એ કની તે મહાંણમાં મદડાં બાળવાનો મારો હક્ક જ-

ઇને એકઠી કીધી સે, એને હાથ અડાડશો નહિ અભડાઈ જશો, લ્યો કે હું છેટે રહીને ઢાલવું. (ઢાલવેછે.)

**નક્ષેત્ર**—નીચ માણશ એમ બોલીશ નહિ, ગમે ત્યાંથી આવે પણ સોનું તે વલી અભડાતું હશે કે? સોનું તે સોનુંજ. કૂતરાના મુળના રૂપીઆ આપ્યા હોય તે કાંઇ ભસતા નથી અને ફુલ લેવાને પૈશા આપ્યા હોય તેમાંથી શુગંધ નિકળતી નથી.

**કાલશેન**—રાજ, હેંડ કે મારી હાથે. હવે પેલા બલદીઆના ચામડાં મૂક કે તારે માથે ને હેંડ ચામાડીયાવાડામાં. [હરિશ્ચંદ્ર ચાલવા માંડેછે.

**નક્ષેત્ર**—હરિશ્ચંદ્ર તું શું કરવાને ભૂલેછે? હજી પણ લે તને એકવાર લાગ આપુંછું, જૂઠું બોલ કે બચયો જાંણ. અરે! કોઈ રાજાને એવડું રાજ્ય નહિ મલેલું એટલાંબધાંનો તું રાજા થઇ જશ; બોલની જૂઠું.

**હરિ૦**—બહુ થયું, ભાઇ બહુ થયું, હું હવે તને છેલ્લું નમન કરૂંછું. [સત્યકીર્તિની છેલી ભેટ લઇને ચાલવા માંડેછે.

**નક્ષેત્ર**—આપણે છૂટાં પડીએ તેનાં પેહેલાં મારે બે બોલ કેહેવાનાછે; મહાન અધીપતિ સાંભળી લે. આટલાંબધાં માથાં ઉપર બ્રહ્માંડ છે કે પછી જે નીચેછે તેમાં તારા જેવો ધર્માત્માં અને તારા જેવો સત્યવાદી રાજા કદીએ મેં સાંભળ્યો નથી કે જોયો નથી. હરિશ્ચંદ્ર સર્વ પ્રકારે તું સુખી થા. મને કાંઇ દોશ દઇશ નહિ, હું તો કોઈ બીજાનો સાધન ભૂત થઇ પડયો છું, એટલે નીરૂપાય છું. રાજા હવે તને મારા છેલ્લા નમશકાર છે.

[કાલસેન અને હરિશ્ચંદ્ર સીવા સર્વ જાયછે.

[કાલસેનની સ્ત્રી આવેછે.

**સ્ત્રી**—અલ્યા કારહેન, હવે તું થાચીને આયો ના? આટલીબધી વાર લગી ચ્યાં સુવોતો જે? બધું કામકાજ નાછી દઇને હાંમી ભાગેલે તારી નાનકડીને ઝૂપડે પડી રહેતો મવોને તું. મહાણ તે કીને સોંપ્યુંસે? ને આજની તારી કમાઈ ચ્યાં સે જે?

**કાલસેન**—ભોઈ તુંતો જારે તારે આમને આમ મારૂં મગજ ખાઈ જાશ.

**સ્ત્રી**—ધયડા ઢચરા, ચ્યાં જયું પેલા મરી ગયલા વાછડાનું ચામડું? તારી નાનકડી બાયડીના ઝૂપડાંમાં નાછી આયો કે શું? મારૂં ચામડું આમ મુચી દે, નેકર તારા મેવાજ કાઠી નાછેશ.

**કાલસેન**—મારી વાહાલી બાયડી, મેર કે તું આમ શું કરે! ડરેશની અમથી? મેં તને મૂકી દીધી નથી. તું ડાચણનું આવું મોહો ઉપજાવે એવું મોઠું મારાથી ચમ વીહારી દેવાયજે? જો હાંભળ ભોઇ હાંભળ, આજે નવીને ત્યાં જયો હોઉતો તારા હમ, તારા બાપના હમ.

**બા**—(બટાને) મુવા એમ સે તાણે? તાણતો વો હારો છોરો. તું હેંડ તાણે તું ખાઈ લે, પછે જરા હુઈ લે. (ચાલવા માંડેછે અને હરિશ્ચંદ્રને જોઇ) આ રાજ કોણ સે? આપણી હંગાતે એ આભડશેટમાં ચેમ આવેસે?

**કાલસેન**—બાઈ, જોને તારા ઉપર મારૂં હેત એટલુંબધું સે જે તારા કેહેવા પ્રમાણે તારૂં કાંમ કરવાને આ માણહને વેચાતો લઇ આયોશું?

**સ્ત્રી**—ગધેડા, આ રાજા જેવા માણહથી હેંડાતુંજ ની હોય તો પસી કામ ચેંથી કરવાનો હતો જે? મુવા આમ ધુળધાંણી થઈ જવાને તને પેણી કે શું? આમ કાઠી નાખવાને મેં પૈહા એકઠા કર્યા સે કે શું? આપણે એકવાર પૈહાવાલાં કેહેવાતાં હતાં તે મુવાએતો ભીખારી કરી નાછયાં. ઓ તું મુવો રે! તુંને આ હાવેણાના ઝપાટાથી નીચેજ મારી પાડીશ. મુવો એ તે મારે ચીયાં કાંમમાં આવવાનો હતો જે? કાઠી મુચ ઇને આંહીથી કાઠી મુચ.

[હરિશ્ચંદ્રને સાવરણી ખુતારાથી મારેછે.

**હરિ૦**—બાઇ હું તમારો ચાકર છું, તમારા કહયામાં રહીને બહુ ઉલટથી અને જીવ રાખીને તમારૂં કાંમ બજાવીશ.

**કાલસેન**—હરિયા, જો પણે ડુંગરો ઓલયો દેખાય? એની હેઠે મડદા બાળવાનું મહાણ સે. આજથી તારે તાંહાં રહેવું ને લોક આપણો કર આપે તે લઇને મરડાં બાલવા દેવાં. આપણુને થોડા ચોખા, એક હાથ લુગડાંનો કડકો ને એક પૈહો એટલું મડદાં દીઠ મલે સે, તે બધું આંઈ હંભાળીને લઈ આવજે, એમાંથી કાંઈ પણ તારે ચોરી રાખવું નહિ. તારૂં કાંમ તારે મન રાખીને પાંહરે પાંહરૂં કરવું. જો કાંઈ ભૂલ આવીતો મારીને અડદાજો કાઠી નાખેશ.

**હરિ૦**—બહુ સારૂં શેઠ, બધું તમને લાવીને આપીશ એતો ઠીક, પણ મારી ભૂખ નીવારણ કરવાનો મને તમે શો રસ્તો બતાવોછો? હું તમારો દાસ શાથી જીવીશ?

**કાલસેન**—હા, તારે કાંઇ પણ ખાવાને જોઇએ ખરૂં. ઠીક મને ઠીક હાંભરયું, જો હરિયા! મડદાના મોહોમાં ચોખા પુરવાને આવેશે તે તારે કાઠી ખાવા.

**હરિ૦**—શેઠ જેમ તમારી મરજી, આ ચાલ્યો હું ત્યાં.

---

## પ્રવેશ ૨ જો.

### કાશીમાં અગ્નિસેનનું ઘર.

કાલીકાનંદી, અગ્નિસેન, તારામતી અને રોહીતાશ્વર.

**તારામતી**—પવીત્ર બાઈ હું તમારી ગરીબ દાસી છું. તમે જેજે કામ કરવાનું મને કહેશો તે તે કામ હું કરીશ.

**કાલીકાનંદી**—તારા તું તો કહ્યાગરી બાયડી જણાયછે. વારું ત્યારે ઠીક છે, જો સાંભળ તારે ઘરમાં શું શું કામ કરવું તે તને કહું છું. તારે નીત્ય પાછલી છ ઘડી રાત હોય ત્યારે ઉઠવું. આખા ઘરમાંથી કચરો કાહાડવો ને બદ્દે કેસરનું પાણી છાંટવું. આ કામ થઇ રહયા પછી તારે ઉલે જવું ત્યાં વાસીંદું કહાડવું ને ગાયોને દોહીને દૂધ ઘેર લઇ આવવું. પછી દહાડો ઉગતાં પેહેલાં કસલાં ઉટકવાં, પુજાનાં વાસણ માંજવાં અને એમની પુંજાની બધી સામગ્રી તૈયાર કરી રાખવી. દાસી સાંભળ, પછીથી તારે દસ સેર બાજરી દળવી, દળતાં પેહેલાં તેને સારીપેઠે વીણવી કે કાંઈ કોંકરો કોંકરી આવે નહિ. ત્યાર પછે રસોઇનો સામાણ તૈવાર કરી આપવાને હાજર રેહેવું.

**તારામતી**—બહુ સારૂં બાઈ સાહેબ, નીત્ય હું એ પ્રમાણે કરવા જઇશ.

**અગ્નિસે**—રોહીત, તારી શેઠાણીએતો તારી માને કામ સોંપી દીધું. હવે તારે શું કરવું તે હું તને કહું છું. સાંભળ, તારે ઢોરની સંભાળ રાખવી, તેમને ઘોરમાં છોડવાં, પાછાં આવે ત્યારે બાંધવાં, વાછડાંને પાણી પાવું ને તેમની સંભાળ રાખવી. સિમમાં જઇને બાલિપત્ર, પુષ્પ અને દ્રો એ બધું મારી પુંજાને સારૂં લઈ આવવું.

[શિષ, કૃપ અને શુપ તથા બ્રાહ્મણના છોકરાઓનું એક ટોળું, આવેછે.

**શેષ**—અગ્નિસેન કાકા, આજે અમારી સંગાથે સિમમાં કોણ આવેછે? તમે કે તમારી વહુ ?

**અગ્નિસે**—મૂર્ખ છોકરાઓ, કાંઈ નથી કેહેવાતી કે શું જે નાહાને મોંહોડે વહુ કહોછો? મારી બાયડીને તેડી જવાનું કહેતાં તમે શર્માતા નથી? તમે જાંણતા નથી કે મેં એક છોકરો રાખ્યો છે? તેડી જાઓ એને.

**તારામતી**—મહારાજ, મારા બાળક રોહીતને કસી ટેવ પડી નથી તેથી એને સિમમાં મોકલતાં મારો જીવ ચાલતો નથી. સિમમાં જંગલી જાનવરો અને ભૂત પ્રેતથી મારો છોકરો બી મરે, માટે હું નવરી છું ને તમે કહોતો જાઉં, હું માંગી લઉં છું કે મને જવા દો.

**અગ્નિસે**—અરે દાસી, આડે આવવાનું કાંઈ તારૂં કામ નથી. ટેવ પડ્યા વગરના છોકરા માટે મેં ઘણું મૂળ આપ્યું છે એ વાત ખરી અને કદાપીને એ ઓહોવાઇ ગયો તો મને જાંન થશે, કાંઈ તને થવાનું નથી. મોકલ આ પોરેયાને.

**તારામતી**—મારા અન્નદાતા તમે કોપો એવું મારાથી કેમ કરાય? હું તમારી આગ્ના મારે માંથે ચહડાઉં છું.

[અગ્નિસેન અને કાલીકાનંદી જાયછે.

મારા પ્રિય પુત્ર નિર્દય ભાગ્ય તને તારાં આવાં બાળપણમાં જંગલના કામકાજ સારૂં હડસેલેછે, માટે બા તું આ તારા નાના ગોઠિઆઓની સાથે જા અને હેમક્ષેમ પાછો આવ.

**રોહીત૦**—માતા તું રડીશ નહિ, મને જવાની તું શુખથી હા કેહે. હું જઇને વેહેલો પાછો આવીશ.

**શેષ**—અરે! આ તે શું ઢોંગ? એક નાહાના સરખાં રણમાં ફુલ વીણવા જવાને આ શી રડારોળ? અમને મોકલવાને અમારાં માબાપતો કદી રડતાં નથી.

**તારામતી**—ભાઇઓ આ મારા છોકરાની સંભાલ રાખજો.

[અગ્નિસેન ઘરમાંથી ગુસાભર બાહાર આવેછે.

**અગ્નિસે**—અરે તારા! તને આ છોકરાઓની મોહની લાગી છે કે શું? તું તારો ધંધો છોડીને એટી શું કરવાને થાય છે? રોહીત ગયો કે છે? અરે વાહારે! એતો હજી અહિંયાંજ છે.

[રોહીતાશ્વરને આચકો મારીને છોકરાઓ સાથ મોકલેછે, તારામતીને ઘરમાં હડસેલેછે.

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### કાશીની પાસેનું જંગલ.

રોહીતાશ્વર, શેષ, કૂપ, સુપ અને છોકરાઓનું ટોળું આવેછે.

**રોહીત૦**—મારા વાહાલા ગોઠિયાઓ! તમારી મેહેર મારા ઉપર ઘણી છે. મને બીલીપત્ર તો બહુ મળયાં પણ દરભ જેટલો જોઇયે એટલો થયો નથી ને પેલી ડુંગરી ઉપર મ્હોટા મ્હોટા એના છોડ છે ત્યાં મને જવા દો તો મારે જોઇયે એટલા ઝટપટ થઇ જાય.

**કૂપ**—ભાઇ! તારી પાસે દરભ છે તે ઘણાય છે; ચાલો આપણે હવે ઘેર જતા રહિયે. જરાકે અંધારૂં થઇ જશેતો આપણે સીમમાં ભૂલા પડીશું. (બે ત્રણ છોકરા એકઠા થઇ જાયછે તેમને) આ છોકરો તો વધારે દરભ લેવા જવાને માટે બાઝ બાઝ કરેછે. રોહીત! જા, અને થોડાક દરભ થાય એટલે વેહેલો આવજે.

[રોહીતાશ્વર દોડીને ટેકરી ઉપર ચઢી જાયછે, ત્યાં દરભમાં જઇને જેવો કાપવા જાયછે તેવોજ રૂષિ વીશ્વામિત્ર પ્રગટ થઇ એક સાપને ચલાવી લાવેછે અને પાછો જાયછે, જે પછે તેના શીખવ્યાથી તે સાપ રોહીતાશ્વરને દંશ દેછે.

**રોહીત૦**—હરિ! હરિ! ઓ મારા ગોઠિયા! ઓ ગોઠિયા! અહિં આવો, આવો મારી પાસે!

[છોકરાઓ ટેકરી ઉપર ચઢી જાયછે અને રોહીતાશ્વરને ભોંય ઉપર પડેલો જુવેછે.

**રોહીત૦**—ભાઇયો ! મારા કુળ દેવતાની પેઠે તમે હેતથી મારી આ-સપાસ વીંટલાઇ વળયાછો તે, મારૂં છેલ્લીવારનું કેહેવું સાંભળો. ભાઇયો ! એક કાળો સાપ પેલા દરમાંથી નીકળીને આ મારા જમણા પગે મને કરડયો. અરે ! મને બહુ દુઃખ થાયછે, મારા આખા શરીરમાં ઝેર પખરાઈ જાયછે. મારા ગોઠિયાઓ ! હવે હું શું કરૂં ? તમારામાંથી કોણ મારી સંભાલ લેશે ?

**શૈષ**—(તેની આસપાસ બેશીને) ઓ ! શિવ ! શિવ ! આ તે શો ચમત્કાર કેહેવાય ! આ છોકરાને આપણે જંગલના ભૂતને બલિદાન આપવાને તેડી લાવ્યા ?

**કૂપ**—ઘાતકી સાપ ! તું કયમ હવે સંતાઈ પેઠો ? આવ પાછો વેહેલો ને આ નિરપરાધી છોકરાનો જીવ ઉગાર ! તારા ઘાતકી દાંતે કરડીને તેં એનામાં ઝેર મૂકયું હોય તે આવીને પાછો ચૂશી જા. અમે અજાણ્યા છોકરા શું કરી શકિયે ? તારૂં ઝેર ઉતારવાનો ઉપાય અમે કશો જાણતા નથી.

**રોહીત૦**—અરે ! મારી છાતી ભારથી દબાઈ જાયછે ! કોહાડીથી કોઈ મારાં હાડકાં કાપતું હોય તેમ ઓ ! હાથમાં ને પગમાં મને દુઃખ થાયછે અરે ! અરે ! મારૂં માથું ભમી જાયછે. મારી આંખો કશું દેખતી નથી, મારા કાન સાંભળતા નથી. રે માગ બાપ ! વાહાલા ગોઠિયા ! હું મરી જાઉં તેના પેહેલાં તમારી પાસે એક વાત માગી લઉંછું. અરે ! તમે જ્યારે ઘેર પાછા જાઓ તારે હું તમને પગે લાગીને કહુંછું કે પેલી મારી વાહાલી મા પાસે જજો. અરે ! એ મારી બહુ આતુરતાથી વાટ જોતી હશે, એને મારા મરણના સમાચાર કે-હેજો. ભાઈયો ! એને રડવા દેશો નહિ એના અયોગ્ય છોકગને માટે એને વિલાપ કરવા દેશો નહિ. એને સમજાવજો. બ્રાહ્મણો ! તમે એને કેહેજો કે, તારો છોકરો શિવને ચરણે જઈ પોહોંચ્યો, તે આ જગતના દુખમાંથી છૂટયો.

મરી જાયછે.

**શૈષ**—ગરીબ બિચારો છોકરો ! હવે એનાથી બોલાતું નથી.

**કૂપ**—એની બેચાઈ જતી જીભે "શિવ, શિવ !" એમ બોલેછે. એ બંધ પડી ગયો પાછો. જીવ બચોએ જતો રહ્યો નથી હો ? જુવો એને થો-ડો થોડો શ્વાસ ચાલેછે. અરે ! તે પણ હવે રહી ગયો. આખું શરીર હાલતું ચાલતું બંધ પડી ગયું. ભાઈયો ! રોહિત તો હવે મરી ગયો.

**સુપ**—અરે ! એનું રૂપાળું મ્હો જે જુવે, અને એવો મધુરો અવાજ જેના સાંભળવામાં આવ્યો હોય તે એને દુઃખ દેવાને મન કરે ? અરે ભૂત સરખાં પણ એની સંભાળ લેવાને મંડી ના જાય ?

**કૂપ**—મારા ગોઠિયાઓ ! આપણું રડવું હવે કશા કામનું નથી. એનામાં જીવ પાછો ઘાળવાની આપણામાં શકિત નથી. તેમજ વળી એનું મડદું આ-પણાથી ઘેર લઈ જવાય એમ નથી. ચાલો આપણે દોડયા દોડયા જઇને એની માને કહિયે.

## ચુક.

સફે ૪૭ મા "તારામતી પાણીની ઘાગર લઈ આવેછે અને કામ કરતી કરતી ગાયછે," તાંહાં નવો પ્રવેશ મુકવાનું ભુલથી રહી ગયુંછે તે નીચે પ્રમાણે સુધારીને વાંચવું, તથા તારપછેના પ્રવેશોમા એકેક આંકડો વધારે ગણવો:—

### પ્રવેશ ૨ જો.

કાશી—અગ્નિસેનના ઘરનો ચોક.

**શૈ૦**—આપણે અજાન્યાને એના ઉપર હેત ઉપજવાથી આટલુંબધું દુઃખ થાયછે તો અરે એની વાહાલી માને એના એકના એક છોકરાનું કવેળાય મોત થયલું જાણીને કેટલુંબધું દુઃખ થશે વારૂં? [તેઓ પાછા જાયછે.

[તારામતી પાણીની ગાગર લઈ આવેછે. અને કામ કરતી કરતી ગાયછે.

**ગાયન—ભૈરવી.**

નમું હું, નમું હું, રે નમું હું, નમું હું, માહાદેવ તું,
ઓ ધણી તું મદદ મને દેરે હાં, દાતા તું.
રાજ માહલ્યના રહેવાસી,
આજ દુઃખ દેખીએ કાશી,
રાણી બની હું નીચ દાસી.
નાશીપાસી, શુઓથી નાહાસી. ઓ ધણી તું.
પતિ પુત્રનો વીયોગ ભારે,
ખમું હું આ પવીત્ર દ્વારે.
કરગરી માંગું પાસ તારે,
પતિ પુત્રનો જીવ ઉગારે. ઓ ધણી.

[ગાયન થઈ ચૂકયા પછી શૈષ, કૂપ, સુપ અને છોકરાઓ પાછા આવેછે.

**તારામતી**—અરે છોકરાઓ! મારો છોકરો કયાં ગયો? તમારી સાથે તે કેમ આવ્યો નહિ? મેં તમને કરગરીને કહ્યું હતું તે તમે ભૂલી ગયા અને હેને પછવાડે મૂકીને આવ્યા? કહી દો છોકરાઓ હું તમને પગે પડીને કહુંછું કે તમે ઝટ કહી દો.

**શૈ૦**—બાઇ વાત તે શું કહીએ! રોહીતાસ્વરે અમારૂં કહ્યું માન્યું નહિ ને દરભ કાપવાને ગયો ત્યાં એક સાંપ સંતાઇ રહ્યો હતો તેના કરડવાથી તે મરી ગયો.

**તારામતી**—હેં!! ઓ શીવ, શીવ! (મુર્છાગત થઇ પડેછે તે શુદ્ધિમાં આવવા પછે) રોહીત મારો એકનો એક સપુત્ર, મારો આધાર, મારો જીવ, મારૂં ધન, મારી આશા તું કહાં છે? તું કયાં વેરાન જંગલમાં એકલો પડયોછે? અરે મારી કહેલી વાત તેં વીસારી મૂકી! મારી દયા દીકરા તને કસીએ આવી નહિ? અરે કુંવર! ઓ રાજકુંવર! ઓ અયોધ્યાના રાજા! તેં તારી માતનું આ શું નખોદ વાલયું! [અગ્નિસેન આવેછે.

**અગ્નિસે**—અરે ઓ સંખણી તું રાજમાર્ગમા કયાં રખડતી ફરેછે? તારા કોઇ માટીની વાત જુવેછે કે શું? કેમરે છોકરાઓ, તમે જલદી પાછા ફરયા?

**તારામતી**—(રડતી) મહારાજ, મારો છોકરો જેને તમે દયા આણવા વગર જંગલમાં મોકલ્યો તેને સાંપે કરડયો તેથી તે મરી ગયોછે. અરે! આ

બ્રાહ્મણના છોકરા એના અકાલ મરણની ખબર હમણાજ લાવ્યાછે. હું તમને પગે લાગીને કહુંછું કે તેનું મડદું સોધી કહાડવાને મને જવા દ્યો.

**અગ્નિસે**—અરે ! શું એમ થયું ? ત્યારે શું મારા પૈસા ધૂળમાં છુટી પડયા ? મારા શા ભોગ લાગ્યા હતા કે મને તમને લેવાનું સુજયું ? હું ગરીબ બ્રાહ્મણ મારયો ગયો. પણ હશે—છોકરો ગયો એટલેથીજ પતયું; પણ હું કાંઇ એવો ગાંડો નથી કે તેની સંગાથે તને પણ ખોઇ બેસું. જા નાહી ધોઇને તું તારે કામે લાગ. મને તો લાગેછે કે મારા સરખા એક વૃધ બ્રાહ્મણને દગો દેવા સારૂં નાસી જવાની આ બધી તાલમેલ લગાડીછે.

**શેષ**—ના મહારાજ એ બધી ખરી વાત છે. અરે ! અમારો તે નવો ગોઠીઓ કેવો રૂપાળો, કેવો ભલો દરભ કાપતો હતો, તેટલાં એક કાળો સાંપ દરમાંથી નિકળી તેના જમણા પગે કરડયો ને શીવ શીવ પોકારતાં એણે એની વહાલી માને યાદ કરી પ્રાણ મેલ્યો.

**તારામતી**—હાય—હાય રોહીત— [પાછી મુર્છાગત પડેછે.

**અગ્નિસે**—તારે છોકરાઓ તમૂને એટલું લાગેછે તો પાછા જઇ એના મડદાંને ઠેકાણે લગાડવાની ક્રિયા તમેજ કરો.

**તારામતી**—(ઉઠીને) મહારાજ હું તમારી પાસે થોડીવારની આગ્ના માંગુંછું. ઘટતી ક્રિયા કરયા પછે હું સમ ખાઇને કહુંછું કે મજસ્કું થયા પેહેલાં હું પાછી આવીશ.

**અગ્નિસે**—દાસી, માણસ મરી ગયા પછે તેનું ગમે તે થાય તેમાં શું ? સીપમાંથી જયારે મોતી કાહાડી લેવામાં આવેછે ત્યારે પછી નકામી સીપને માટે તે શું કરવાને માથાકૂટ કરવી ? દાસી હુંતો તને જવાની હા કેહેવાનો નથી.

**તારામતી**—મારા દાતા તમને આવું બોલવું ઘટે નહિ. અરે મારા એકના એક છોકરાનું મોહોડું એકવાર પણ મને જોવાને માટે જવા દો.

**અગ્નિસે**—આ દાસી પુત્રી તે કેવી હઠીલી કહેવાય ? વારૂ હશે, જો તારા તું જયારે આટલુંબધું માથું ઝીકેછે ત્યારે તને અબળા જાતને હું દુઃખ દેવાને ચાહાતો નથી. જા ઝટ કરજે અને પરોઢીયું થતાં પેહેલાં વેહેલી આવજે.

**તારામતી**—દાતા હું તમારી આગ્ના પ્રમાણે કરીશ.

[અગ્નિસેન ઘરની અંદર જાયછે, તારામતી રડતી રડતી બાહાર જાયછે.

---

# પ્રવેશ ૨ જો.

## કાશીની પાસેનું સ્મશાંણ—અંધારી રાત.

હરિશ્ચંદ્ર.

**હરિ૦**—(બેસીને) આ ! હા ! પરમેશ્વરનો તે મારે કેવો પાડ માનવો કે આ સંસારની આ જુદી જુદી જગ્યાઓનો આ પ્રમાણે મને અનુભવ આપેછે. રાજ માહાલયના દબદબા કરતાં આ ગંભીર સ્મસાંનની ગંભીરતા જીવને કેટલો મોટો બોધ આપેછે. આજનો દિવસ મારો ભૂખે મરવામાં ગયોછે પણ તેના કારણનો જ્યારે વિચાર કરૂંછું ત્યારે મને દુઃખને બદલે સુખ થાયછે. આજે કાંઈ મડદાં આવ્યાં નથી તેથીજ તેના મોંહોમાંથી ચોખા કાઢી ખાવાની જે મારી સરજત તે ખાવાને મલ્યું નથી, પણ આજ મડદાં આવ્યાં નથી એ મોટી ધીરજ છે. હવે તો હું ભૂખ્યોજ જઈને મારી ઝૂપડીમાં પડું. [જાયછે. તેના જવા પછે તારામતી રોહીતશ્વરનું મડદું લઈ આવેછે.

**તારામતી**—અરે ! મારા કરતાં જેને વધારે દુઃખ પડેલું એવી સ્ત્રી આ જગતમા કોણ જનમી હશે વારૂં ? ઓ ! હંઇ ભટકનારા જંગલના જનાવરો તમે બીવરાવીનેજ કેમ રહી જાઓછો ? અરે ! તમે બધાં મારી ઉપર એકેદમ તુટી પડો ! ને અણગમતાં થઇ ગયલાં મારા પ્રાણને ખેંચી કહાડીને મને આ ભારે દુઃખમાથી ઉગારો ! હઈ ભટકતા મૃગ તમારી મૃગલીઓ અને નાના મૃગલાં તમારી સાથે છતાં મારી વીખૂટી પડી ગયલી સ્થીતિ ઉપર જરાપણ દયા આણીને મારો રોહીત પડયોછે તેના વિલાપમાં સામેલ થાઓ. મારા દીકરા, રે મારા દીકરા શું તું અહિં છે? આ તિક્ષણ પથરાની પથારી ઉપર તું શુખમા સુતોછે ? મેં મારી છાતીના દૂધથી તને ઉછેરીને મોટો કર્યો તે આ દીવાલ ઉપર આવી રીતે સુવાડવાને માટે ? [હરિશ્ચંદ્ર દોડી આવેછે.

**હરિ૦**—ઓ સ્ત્રી, આવી કવેલાએ આ સ્મશાનમા આવીને ચોરનું કામ કરવાની તેં ભલી હીમત ચલાવી દેખાયછે તો ? તું શું એમ ધારતી હતી કે આ વેલાએ કોઇ ચોકી કરનાર હશે નહિ તેથી તારો લાગ ફાવશે ? અથવા હશેતો કયાંએ પડેલો હશે તેથી અમારો કર આપયા વિના તું મડદું બાલીને નાશી જઇ શકત ? જા તું તારે રસ્તે—લઇ જા પેલું મડદું—નહિતો પછે અપમાન કરીને તને કહાડવી પડશે. ખબડદાર !

**તારામતી**—આ જગ્યાની રીતભાતથી હું છેક અંજાણી છું, ભલા માણસ તું મને ક્ષમા કર અને હવે આ સ્મશાનમાં આ છોકરાના મડદાંને અગ્નિસંસ્કાર કરવા દે.

**હરિ૦**—તું કહેછે કે હું અંજાણી છું તો હું તારો વાંક જતો મેલું છું, પણ અગાઉથી અમારો ચાલતો કર લીધા વિના મારાથી મડદું બાળવાની તને રજા અપાય નહિ. કર કાંઈ વધારે નથી. થોડાક ચોખા, એક લુગડાનો કકડો અને એક પૈસો એટલોજ છે.

**તારામતી**—હું તો એક બ્રાહ્મણની માત્ર દાસી છું અને જંગલમાં સાંપના કરડવાથી આ મારો છોકરો મરણ પાંમ્યોછે ત્યાંથી હું એને બાહારો બાહાર ઉંચકી લાવી અહિં આવીછું.

હરિ૦—તારા કરગરવાથી કાંઇ ફાયદો થવાનો નથી. બાઇ, મને તારા ઉપર ઘણી મેહેર આવેછે પણ ધણીનો હુકમ તોડી સત્યથી ઉઠ્રટો હું ચાલનાર નથી. કરતો તારે આપવોજ પડશે. એ કાંઇ મારી મતા નથી પણ મારા ધણીની મતા છે અને તે મૂકી દેવાનો મારો ધર્મ નથી. મડદાંના મોહોમાં જેટલા ચોખા ભરવામા આવેછે તેટલા ચોખા ઉપરજ મારો હક છે તે હું ખુશીથી મૂકી દેવાને તૈયાર છું, પણ બાજો કરતો તારે આપવોજ પડશે માટે જા તે લઈ આવ.

તારામતી—અરે ! મારી પાસે કાંઈ નથી. હું શું કરૂં ? હું તમને કરગરીને કહુંછું મને આશરો આપો.

હરિ૦—(ઘણો ક્રોધમાન થઇને) શી ઠગાઈ ? અરે સ્ત્રી ! તારા જેવું ઠગારૂં માણસ મેં મારા આખાં જીવતરમા કદીપણ જોયું નથી. તું કહેછે કે મારી પાસે કાંઇ નથી. તું શું એમ ધારેછે કે હું આંધળો છું અને તારી ડોકમાં તારા પરણેતરનો હીરાનો ચકચકીત દોરો છે તે હું દેખતો નથી ? વેચ એ દોરો કે મૂકી આવ કોઇને ઘેર અને આપ મારા ધણીનો કર. જા ઠગારી અહિંથી દીસતી રહે.

તારામતી—(બહુ ચોંકેછે) અરે આતે શું કહેવાય ? અલ્યા મેહેતર, મારા ગળામા મંગળ દોરો છે તે તેં દીઠો ? ત્યારે શું હું એટલુંબધું નીચપણું પામી ગઇ ? જે ત્રીશંકુના પ્રતાપવાન પુત્ર વિના આજલગી બીજા કોઇનાં જોવામા નહિ આવે એવા મંત્રથી મેં સાચવી રાખેલો ગુપ્ત અને પવિત્ર મારો મંગળ દોરો હે ઢેડ તારી અધમ આંખો પડવાથી અપવિત્ર થયો ? હા ! હું મારા દેશમાંથી દેશવતો પામી, હું મારો પ્રાણપતિ જે પ્રિયરાજા તેનાથી વીખૂટી પડી, અને હું મારો એકનો એક છોકરો આ વેળાએ ખોહી બેઠી એવું છતાં પણ ઓ ઘાતકી દેવતાઓ ! આકાશી આંધળા દેવતાઓ !—

હરિ૦—(દોડી જઇ બતી લાવેછે) અરે તું કોણ ? અભાગ્ય હરિશ્ચંદ્રની પ્રિયા ? અને આ તેનો છોકરો ?

તારામતી—હા. હરિશ્ચંદ્ર, મારા પ્રાણ, તમે અંહિ છો ?

હરિ૦—ઓ ! મારી પ્રાણપ્રિયા આ શું ગજબ ? તારો મંગળ સૂત્ર જોનારતો તારો પતીજ છે પણ ઢેડને હાથ વેચાયો છે. અરેરે દૂર ભાગ્ય ! આપણા રોહીતનું આવું અકાળ મૃત્યું થયું ! એ પણ આપણને નહિ છાજયો ? અરે એણે તે શો અપરાધ કર્યો હશે ! એણે કોણું દીલ દુખવ્યું હશે !

તારામતી—વહાલા પતિ ! મારા જીવણહાર કેવે પ્રસંગે કેવી જગ્યાએ દુઃખરૂપી આગના ભડકામાં ઘી હોમાવાને હું તમને પાછી આવી મળીછું !

હરિ૦—અરેરે (રડેછે.)

તારામતી—અહો સ્વામી ! તમે દુઃખી થશો નહિ. હવેતો આપણા કુવરને અગ્નિસંસ્કાર કરવાનું થાયતો ઠીક. તમે જેવા એના ઉતપન કરનારછો તેવાજ એનો નાશ કરનાર થાઓ.

હરિ૦—પ્રિયા, તું મારી સ્ત્રી છે એ વાત ખરી અને આ બાળક મારો છોકરો છે એ પણ ખરૂં તોએપણ મારા ધણી કાળસેનનો હું સેવક છું, તે મા-

રાથી તો એને દગો દેવાય નહિ અને હું દેઉં પણ નહિ. જયાંસુધી એનો કર આપવામાં આવે નહિ ત્યાંસુધી આ બાળકને મારાથી આ સ્મશાનમા બાલવા દેવાય નહિ, માટે તું તારા અગ્નિસેન બ્રાહ્મણ પાસે જા અને તે સ્મશાનનો કર આપે એવી રીતે તેને કરગરીને સમજાવ.

**તારામતી**—મારા ગૂજરી ગયલા છોકરાની સોધ કરવાને પણ એ બ્રાહ્મણ મને જવા દેતો ન હતો તો તે મને સ્મશાનનો કર કયાંથી આપવાનો હતો? તોપણ મારા પ્રાણ પ્રિય મારે તમારી આજ્ઞા તોડવી જોઈએ નહિ. હું કુંવરને તમારા સ્વાધીનમાં મેલીને જાઉં છું. [રડતી રડતી જાયછે.

---

## પ્રવેશ ૩ જો.

### કાશીનું જંગલ—અંધારી રાત.

ઋષિ વીશ્વામિત્ર કાશીના રાજકુમારનું મડદું લઈ આવી તેને જમીન ઉપર મૂકેછે, તથા પછી જંગલમાંથી તારામતીના પગલાં પાડતો પાડતો જાયેછે, તારામતી એકલી રડતી આવેછે.

**તારામતી**—આ તેજ ડરામનું જંગલ છે કે જેમાં મારા વાહાલા પુત્રને સાપે ડસ્યોછે. ઓ ઝેરી સાપ! આવાં કુમળાં બાળકને મારીનાખવાને તારૂં હૈયું કેમ ચાલ્યું? તું આંખો વિનાનો હતો? તારામાં શું દયાનો લેશ નથી? ઓ! ક્રૂર સાપ, ઓ! ઘાતકી પ્રાણી, હું તને કાલાવાલા કરીને કહુંછું કે તું મારા મોંહ આગળ દેખાવ દે અને મારા છોકરાના ઉપર ઘાતકીપણું બતાવીને તેં એનો પ્રાણ લીધો તેજ પ્રમાણે હું તેની મા—અરે તેની દુઃખીયારી માનો પ્રાણ ઝટપટ લઈ જા. (કાશી રાજકુમારના મડદાંને અડકીને) અરે આ મારા પગને શું અથડેછે? આ પણ મારા દીકરાના જેવુંજ બાળક છે? અને મારા પુત્રની મિસાલે એકજ જંગલમાં મડદું થઈ પડયોછે. એ તે કોનું બાળક હશે વારૂં? એના ગલાં ઉપર આ બધા ઘા શાનાં હશે? અરે એને કોઈએ ફાંસો દઈ મારી નાખ્યું હોય એમ જણાયછે. [મડદાની પાસે બેસીને તપાસેછે.

[નાયક અને ચોકીદારો ગડબડ કરતા આવેછે.

**નાયક**—અરે! આ જાયેગા કાંક વેહેમ આણવા જેવી જણાયછે. આંઈ આ ઝાડમાં તમે હંતાઈ પેહો હું આંટો મારી આઉંછું.

[ચોકીદારો સંતાયછે અને નાયક ફરતો ફરેછે.

**તારામતી**—અરે શીવ શીવ!

**નાયક**—અરે આ કોનો અવાજ છે? (આગલ જઈને) હે સ્ત્રી તું કોણ છે? આ છોરો કોનો છે? અરે એતો આ કાશીનો રાજકુમાર છે! ચોકીવાલા, ચોકીવાલા અહિં આવો આપણા ચોરાયલા રાજકુમારનો ભેઠો મલ્યોછે.

[ચોકીદારો દોડી આવેછે ને તારામતીને પકડેછે.

૧ **ચોકીદાર**—આવો હડડતો ધનો કરનારી ભુતડી તું છે કે શું?

**નાયક**—દાચેણ, તેં છોરાને એમ ચોરી આણીને મારી નાછયો ? તું છે કોણ તે કહી નાછ. ચોકીવાળા ઝાલો એ રાંડને, બાંધો, મારો તમારા દંગોલાં ને હારીપેઠે આપો એને આદમપાક. તમે એને હિંયાં ઝાલી રાખો હું કાશી મહારાજને હિંયાં તેડી લાવુંછું.

**૧ ચોકીદાર**—બહુ હારૂં નાયક તમારા હકમ પરમાણે ચાલીહું.

[નાયક જાયછે, સીપાઇઓ તારામતીને બાંધીને મારેછે.

**તારામતી**—ભાઈઓ મને મૂકી દો.

**૧ ચોકીદાર**—મૂકી ચમ દેછે, રાંડ માણહ ભખી જનારી દાચણ ? આ છોરાનું લોહી ચૂસી તે બાહાર નેકલી આવે તાંહાં લગી રાંડનું ડાકું ભચડો.

**તારામતી**—અરે મેં એને આગલ કદી પણ જોયો નથી. મારા હાથ દુખેછે, મારા હાડકાં ઉતરી જાયછે.

**૨ ચોકી વાલો**—(મારીને) ઢોંગ લગાવના હે દાચણ અમારાં મોહો આગલ તારી કહી કારીગરી ચાલહે નહિ, ચેમકે ચોરી કરવાના કહબનો અમે હારીપેઠે અભીયાસ કરયોછે.

**૩ ચોકી વાલો**—ચપ દાકણી પેલા મહારાજ આવેછે.

**સઘલા ચોકી વાલા**—કાશી માહારાની જેએ થાઓ, જેએ વિસ્વનાથ !

[નાયકની સાથ કાશી માહારાજની સ્વારી આવેછે.

**કાશી રાજા**—હે પુત્ર ! હે મારા ! રાજકુંવર હે મારા પ્રાણ ! આ તારી શી હાલત ! અરે ! આવી સુંદર દેખાવની સ્ત્રીએ મારા કુંવરનો ઘાત કરયો ! સ્ત્રી બોલ તું કોણછે ? તારો દેશ કીયો ?

**તારામતી**—મહારાજ તમારાં પવીત્ર પગાંને હું નમન કરૂં છું બીજું હું શું બોલું ? [રડેછે.

**કાશી પ્રધાન**—એ કેમ પકડાઇછે ?

**નાયક**—માહારાજ કુંવરનું મડદું એના હાથમાં હતું તેવી અમે એને ઝાલીછે, ઝલાતા પેહેલાં એણે કુંવરને કાંહો દઈ મારી નાખ્યા છે.

**તારામતી**—(મનમા) હા ! જીવથી કંટાલેલી હું મોત માંગુંછું તો આ મારા જીવતરનો અંત આણવાને કેવી સારી તક છે !

**કાશી રાજા**—સ્ત્રી તું બોલ મેં એવું તારૂં શું બિગાડયું કે તેં આવી ત્રાસદાયક રીતે મારૂં હરૂદય તોડી નાખ્યું.

**તારામતી**—(ઘેલી થઈને) રાજા તું એવી ચોકાસી શું કરવાને કરેછે? હું ભૂત પીસાચ જાતીની છું અને તારા છોકરાનું સ્વાદીષ્ટ માંસ ખાવાની મને મજા પડે એટલા માટે મેં એને મારી નાખ્યોછે.

**કાશી રાજા**—પ્રધાન, એની મૂખ મુદ્રા ઉપરથી જણાઇ આવેછે કે આ અઘોર કર્મની કરતા એ નથી. એક નિરપરાધી માણસ મારહું જાય તેના કરતાં મારા આખા કુટુંબનો ઘાત થાયતો ભલે. બાઈ હજી બી આ તોહોમત નાસાબીત કરવાની તને તક છે.

**કાશી પ્રધાન**—એ નિર્ભય બેશી રહી છે અને તોએપણ અપરાધ કબુલેછે તે સમજાતું નથી.

**કાશી રાજા**—નાયક, બોલ સોગન ઉપર. તારૂં કહેવું જરેજર ખરૂં છે? તેં આ સ્ત્રીના હાથમા કુવરને જોયો? ખબડદાર નિરપરાધી માણસના ઉપર ઢોલી પાડીને મારી કૃપા સંપાદન કરવાને પ્રયત્ન કર્યો તો તારી વાત તેં જાણી.

**નાયક**—મહારાજ હું ખરેખરૂં કહુંછું કે કુંવરને આ બાયડીના હાથમાં જોયા હતા.

**કાશી રાજા**—સ્ત્રી તું સાચેસાચું બોલ. આ અપરાધ તારાથી થયો? કદાપીને મારા ચોકીવાલાઓએ તને ઘણી ધમકી આપી હોય અને બીહિકની મારી તું એમ બોલી હોય કે કુંવરનો ઘાત મેં કર્યોછે પણ મારા મોહો આગળ તું કશી બીહિક રાખીશ નહિ. જાણ કે અપરાધીઓને શીક્ષાએ પોંચાડનાર ધર્માસન મારૂં છે તોપણ જેના ઉપર કોપ ગૂજર્યો હોય તેનું આશ્રયસ્થાન પણ મારૂંજ છે.

**તારામતી**—(ઘેલી થઇને) રાજા હું મરવા માગુંછું, હું અપરાધી છું એમાં તારે કાંઇ શક આણવો નહિ, તારા કુંવરને મેં માર્યો, મને દેહાન્તદંડની શીક્ષા કરો હું મોત ઇચ્છુંછું.

**કાશી રાજા**—આ સ્ત્રી અપરાધી હોય એમ મને બહુ શક રહેછે. આ કેદણને સવાર થતાં પેહેલાં નગરબાહાર કરી દો.

**નાયક**—રાજા મહારાજ જાંણે તમે અમારૂં કહેલું માનતા નથી, તાંણે અમારા કીધાનું કાંઇ પરમાણ રહ્યું નહિ. અમે અમારૂં કામ છોડી દેવાની રજા માગીએ છિયે. [એક સીપાઇ આવેછે.

**સીપાઈ**—મહારાજ રાજકુંવરનો ઘાત કરનાર આ સ્ત્રી પોતે છે એમા હવે કસો સંશય રહ્યો નથી, આપે અતરે પધારવા માંટે મહાલ્ય છોડવા આગમચ વિશેષ ચોકાશીને માટે આ સ્ત્રીનું પગલું કહાડવા મને મોકલ્યો હતો તે કામ હું કરી આવ્યોછું. કુંવરના મેહેલ આગલથી જે પગલું આવેછે તે આ સ્ત્રી જયાં આગલ પકડાઇછે ત્યાં આવી મલેછે.

**તારામતી**—રાજા હું પ્રતીગ્નપૂર્વક કહુંછું કે તારા કુંવરનો ઘાત કરનાર હું પોતેછું તો મને મારા કૃત્ય પ્રમાણે ઘટતી શીક્ષા કરવાનો ઠરાવ કરો.

**કાશી રાજા**—ઓ! પરમેશ્વર હું ખરી કસોટીમાં સપડાઇ ગયો. પણ શું કરૂં? મારે મારો ધર્મ બજાવવો જોઇએ. જાવો વધ્યકર્માધીકારીને બોલાવો. [એક ચોકીવાલો કાલસેનને લઇ આવેછે.

કાલસેન આ સ્ત્રીને આ ઠેકાણેથી સ્મશાનમા લઇ જા અને તારી તરવાર વટે એનું માથું કાપી નાખીને સતવર મારાભણી પાછો આવ.

[રાજા, પ્રધાન, ચોકીવાલા જાયછે.

**કાલસેન**—હાંયકે બાપજી તમારા હુકમ પ્રમાણે કરવાને આ હીંડયો. (તારામતીને લઈ જતાં) હીંડ કે રાંડ ભૂતડી, હીંડ પાસરી આગલ, તારે માંથે મોત ભમી રહયું છે, હવણાં જમ તને ઝાલીને ધર્મરાજાની કાહે ઉભી કરશે.

---

## પ્રવેશ ૪ થો.

### કાશી—સ્મસાંન—અંધારી રાત.

સત્યકીર્તિ એકલો.

**સત્યકી૦**—આ મોટા નગરની સેરીએ સેરી અને ગલીએ ગલી હું અ-ઙડાઇ ચૂક્યો, તોપણ મારા રાજાનો મને કાંઇ પતો લાગતો નથી. ઓહો હરિશ્ચંદ્રજ આવેછે. (હરિશ્ચંદ્ર આવેછે તેના ભણી દોડી જઇને) ઓ મહારાજ મહારાજ! ઘાતકી ભાગ્યની રમત તને આવી સ્થીતિએ પોંહચાડીને અટકી! રાજાઓનો રાજા તે હવે સેવકોનો સેવક થઈ પડયો? જીવતાં મનુષ્ય ઉપર સત્તા ચલાવનારો તે હવે મડદાનો બાળનારો થયો. (વિલાપ કરેછે) આ છાપરીમાં આપણ બે એકજ વખતે આપણા દિવસ નીર્ગમન કરીશું અને જ્યારે મોત આપણને છૂટાં પાડશે ત્યારેજ એકબીજાથી છુટાં પડીશું. હું તારો સેવક તારો ધણી જે જે કામ શોંપશે તે તે હું કરીશ અને તારે માટે ખાવાનું તૈયાર કરીશ. [કાલસેન આવેછે.

**કાલસેન**—હાંયકે બાપજી, સત્યકીર્તિ આવ્યાસે કે બાપજી? પણ ગુલામ હરીયા, તારે હારૂં મોટું કામ હોધી લાવ્યોસું. હાંયકે બાપજી, કાશી રાજાના કુંવરનો ઘાત કરનારી બાયડીને ગરદન મારવીસે. અલ્યા તને તરવાર મારતાં આવડેસે?

**હરિ૦**—મારા ધણી તારો હુકમ બજાવાને તૈયારછું. આ હાથે તરવારોની કસરત ઘણી કરેલી, પણ સદા સત્ય અને દેશાભિમાન સારૂં વાપરેલાછે.

**સત્યકી૦**—પણ કાલસેન તે સ્ત્રીને ગરદન મારવાનું કામ તું મને સોંપ?

**હરિ૦—ને કાલ૦**—ના તેમ નહી બને.

**હરિ૦**—સત્યકીર્તિ તું મને મારી ફરજથી વારીશ ના.

**કાલસેન**—હરિયા આ કામ પણ હારૂંસે, સત્યનુંસે, હાંયકે બાપજી. એક પાપી સ્ત્રી મારા રાજકુંવરને મારી નાખવાની હજા ભોગવેસે, તે કાં નહિ કરીયે? હવણા હું તેને લાઉંસું. હરિયા તઇઆર સેની? કબૂલસે?

[હરિશ્ચંદ્ર તલવાર તૈયાર કરેછે અને કાલસેન તારામતીને ઘસડી લાવેછે.

**કાલસેન**—વાંકી વલ હિંયાં રાંડ.

**તારામતી**—(ચીસ પાડીને) હે દાતા!

**હરિ૦**—(તરવાર મારવા જતાં) હેં? ઓ તારા-તારા-મારી રાણી તારા.

**તારામતી**—કોણ? મારો પતિ? અરે મારા પ્રાણપતિ દેખી દાઝવાને માટે અહિં પણ પાછા તમેજ છો?

**સત્યકી૦**—અરેરે આ શી અવસ્થા? કાલસેન એમાં કાંઈ ભૂલ છે. આ બાઈ નિરપરાધી છે.

**કાલસેન**—મુગો મર, પૂછ એને, ધુનો હાબીત થવા વિના કાશી મહારાજ હજા પણ કરે? મારા રાજાનો હકમ કરવો જોઇએ, ચાલ થા ઉતાવલો.

**તારામતી**—મારા પતિ કાશી માહારાજનો હુકમ છે મને કતલ કરવાનો તેમાં થોભીસના. તારી તરવારથીજ મને મરવા દે. તમે પોચાં હરદયના થશો નહિ પણ વગર હઠવે તમારૂં કામ પરિપૂર્ણ કરો.

**હરિ૦**—મારી પ્રાણપ્રિયા તારા ઉપર અપરાધ સાબીત થયો એટલે હવે

ઉગરવાની કસી આશા રહી નથી. મને સોંપેલું કામ મને હવણા પૂરૂં કરવું પડશે. તું હવે ઇષ્ટ દેવની પ્રાર્થના કરી લે.

[તારામતી પ્રાર્થના કરવા બેસેછે, હરિશ્ચંદ્ર તરવાર ઉઠાવા જાયછે, તેવામા વીશ્વામિત્ર એકાએક ને બેમાલમ આવેછે.

**વિશ્વા૦**—અલ્યા હરિશ્ચંદ્ર-હરિશ્ચંદ્ર—અરે તું શું આ ગરીબ બાયડીને કતલ કરેછે? ઘાતકી માણસ જવા દે એ બિચારીને, બોલી દે હવણા એક જૂઠું ને પછી જો હું તને તારી આગલી સ્થીતીએ કેવો પાછો પોહોંચાડુંછું.

**હરિ૦**—મહારાજ, જો તમે મને ઇંદ્રનું ઇંદ્રાસન આપો તોપણ હું જૂઠું બોલવાનો નથી. આવી ભ્રષ્ટવાડાની જગ્યાયે પ્રવેશ કરીને તમે તમારા પવિત્ર દેહને અપવિત્ર કરો નહી, અહિંયાંથી વિદાય થાઓ. તમારા કોપની હું કસી દરકાર રાખતો નથી. તમારી કૃપા મારે જોઇતી નથી, જાઓ તમારે રસ્તે.

**વિશ્વા૦**—મારૂં માનતો નથી તો ફોડ તારૂં માથું ને કાહાડ મહીથી રાતું.

[ગેબ થાયછે.

**હરિ૦**—તારા! મારી વાહાલી તારા! પ્રાણપ્રિયા! દ્રઢ થા! સુખી થા! આપણા દુખ, આપણો ખેદ અને આપણી મોજનો છેડો આવેછે. આ ઘાતકી તરવાર આ પાપીના હાથથી એનું કામ પૂરૂં કરશે. ઓ! મારી પ્રાણ! મારા જીવ! જે તરવારથી તારો અંત આવશે તેની તેજ તરવાર મારી છાતીમાં પેસીને તારાં તાજાં લોહીને મારાં ઉકળેલાં લોહી સાથ મેળવશે. પેહેલો પુત્ર, પછી પ્રિયા ને છેવટે પોતે એ સર્વ એક રૂષીના કોપનું બલીદાન થશે. હું સત્યને માટે મરૂંછું, મારો પુત્ર સત્યને માટે મુવો અને ઓ મારી વહાલી! તું પણ સત્યને માટે મરવાનીછે ત્યારે આપણે આપણા હરૂદયને હવે પાતલું થવા દેવું ના જોઇએ. અરે કુલ પૃથ્વી મરો—ગર્જના તૂટી પડો—ધરતી ફાટો—દેવતાઓનો અંત આવો—આકાશમાં ચલકતા તારાઓ ઝાંખા થઇ પડો—માહાસાગરો સૂકાઇ જાઓ—પર્વતો અને ડુંગરો જમીનદોસ્ત થઇ જાઓ—ખુનખાર લડાઇઓ ચાલો—લોહીની નદીઓ વેહેવા માંડો—હરિશ્ચંદ્ર સરખા લાખો અને કરોડો માણસો આ પ્રમાણે માર્યા જાઓ તોએપણ સત્યતાને શ્રેશ્ઠપણે વરતવા દ્યો; સત્યતાનો નિર બાંધ પ્રકાશ થવા દ્યો; સત્યતા સર્વની ચલાવનાર થવા દેઓ અને સત્યતા—એકલી અને એકલી સત્યતા—મનુષ્યોની અને દેવતાઓની છેલી વારની શાન્તિ થવા દ્યો. અહો સત્યતા! મારા હરૂદયમાં બીરાજમાન થયલી સત્યતા! તારૂં પન રાખવાને મારા ધૃજતા હાથને દ્રઢ કર! ઓ મારી પ્રાણપ્રિયા! ઓ ધર્મ દેવી! તું તારી બેહેન સત્યતા દેવીના દેવળમા તારો પ્રાંણ અરપણ કર.

[જોરથી તારામતીના ગળા ઉપર તલવાર મારેછે પણ તેનો ફૂલનો હાર થઇ જાયછે. શીવ અચબૂચ આકાશમાથી ઉતરી આવેછે.

**શીવ**—હરિશ્ચંદ્ર, તારૂં સદા કલ્યાણ થાઓ. તારી પરિક્ષા કરવાને માટે તારા ઉપર જે જે શંકટો પાડવામા આવ્યાં તે તે તેં અતી સૂરપણાથી તેઓના સામી ટકર ઝાલીને સહન કરયાંછે, અને મૃત્ય મનુષ્ય પ્રાંણીને તેં પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે કે આ ક્ષણભંગૂર જગતની સર્વ ધામધુમો કરતાં ધર્મ એ સર્વોતમ અતી મૂલવાન છે. રોહીતાસ્વર વીશ્વામીત્રના કોપનું બલીદાન તું સજીવન થા. (રોહીતાશ્વર જીવતો થઇ ઉઠેછે) કાશી રાજપુત્ર વિશ્વામિત્રના કપટ

કાર્યથી તારો ઘાત કરવાનો અપરાધ તારામતી ઉપર પણ આવ્યોછે માટે તું સજીવણ થા. તે સજીવણ થઇ ઉઠેછે. [વિશ્વામિત્ર આવેછે.

**વિશ્વા૦**—અહો શીવ! હું પ્રાર્થના કરીને કહુંછું કે મારો અપરાધ ક્ષમા કરજે. દેવતાઓની સભામા મારે વાદ પડયો હતો માટે આ ધર્મીક રાજાને આની નિર્દયપણાથી મેં પજવ્યો છે પણ પૃથ્વી ઉપરના સર્વ રાજાઓમાં તે ખરે-ખરો સત્યવાદી ઠરી ચૂકયો છે. હરિશ્ચંદ્ર! ચક્રવતિ રાજા મેં તારો ઘણો અપરાધ કર્યો છે તેની હું તારી પાસે ક્ષમા માગુંછું.

**શીવ**—હરિશ્ચંદ્ર જગતની દ્રષ્ટીમા તું એમ આવવા દે નહિ કે સદગુણ અથવા ધર્મનો લોપ થઇ ગયો છે અને તેનો શત્રુ દૂરગુણ અથવા અધર્મ જયવંતપણે વર્તે છે. જા તું તારા રાજયાસન ઉપર ફરીને બીરાજમાન થા અને અમે દેવતાઓ સત્યના બેલી છીયે એવો ડંડેરો પીતાવ.

**હરિ૦**—અહો! દેવના દેવ! જયારથી તેં કૃપા કરીને દરશણ આપ્યાછે ત્યારથી મારા સંકટને હું કશાં લેખાંમા ગણુતો નથી. હું રાજયની કે સુતાની કે કીર્તિની કશાંની પણ દરકાર રાખતો નથી. માણસો મને આંગળી કરે એવું હે દેવ તું ના થવા દે. ચાંનડાલનો દાસ રાજા થઇ શકે નહિ. બ્રાહ્મણની દાસી કદીપણ રાંણીના પદને શોભે નહિ. ગાયના થાનમાંથી જે દૂધ એકવાર દોહી લેવામાં આવ્યું તે પાછું તેમા પેસારી શકાતું નથી. અહો મહાદેવ! જે પદભ્રષ્ટ-પણાંને અમે પ્રાપ્ત થયાં છીએ તેની કાંઇ હદ રહી નથી. [કાલસેન આવેછે.

**કાલસેન**—(કપડાં ઉતારી નાખીને) રાજા હરિશ્ચંદ્ર તું જાણીશ નહી કે હું ચાંણ્ડાળછું પણ તું હવણાં મને દેખેછે એવો હું ધર્મ દેવછું. [અગ્નિસેન આવેછે.

**અગ્નિસેન**—(કપડાં ઉતારી નાખીને) રાણી તારામતી તું એમ જાણીશ નહિ કે એક બ્રાહ્મણની દાસી થઇને તું રહી હતી પણ જેની સેવામાં તું રહી હતી તેતો હું અગ્નિદેવ છું. [ઇંદ્ર સવારી સહીત વશીષ્ટને લઇ આવેછે.

**વશીષ્ટ**—હરિશ્ચંદ્ર તને કાંઇ લાછંન લાગતું નથી, તેમજ જે શુર્યવંશનું તું સર્વોતમ રત્ન છે તે વંશને પણ કસો દાઘો લાગતો નથી, આ સ્મશાન પણ ખરૂં જોતાં સ્મશાન નથી, પણ રૂષીઓનું અને તપસ્વીઓનું આશ્રમસ્થાન છે. સોનાને જેમ તાવવામાં અને તીપવામાં આવેછે તેમ તે પોતાની ખુબી વધારે પ્રકાશ કરેછે, તેમ અહો અયોધ્યાપતિ પેલો તેજનો દેવતા શુર્ય ઉદ્યા ચાલ પર્વત ઉપર પ્રકાશ પામતો આપણી દ્રષ્ટિએ દેખાયછે તેની પેઠે તારા તેજનો મહિમા અતીશય પ્રકાશ પામ્યોછે.

**શીવ**—ઇંદ્ર, દેવતાઓના રાજા તું આ રાજાની સાથે તારી મહિમાવંતી ધામધુમ સહીત અયોધ્યે જા અને એને અયોધ્યાનો ચક્રવતી રાજા સ્થાપીને એને પુર્ન રાજયાભીશેક કર. એનું રાજય ઘણાકાલ તપો અને આવતા ભવમાં એનું કલ્યાણ થાઓ! (મોટે) હરિશ્ચંદ્ર માહારજની—

**સઘલાઓ**—જેએ!

સમાપ્ત.